# નિવેદન

છેલ્લાં પચીસેક વર્ષની આપણી કવિતામાંથી મધ્યમ કદનાં પચાસ કાવ્યોનો આ સંગ્રહ પ્રસિદ્ધ કરતાં અમને આનન્દ થાય છે.

અમુક કવિની અમુક જ કૃતિ શા માટે લીધી અને બીજી કોઈ શા માટે નહિ, તેમ જ અમુક કવિની કૃતિ શા માટે લીધી ને અમુક કવિની શા માટે નહિ, એવા પ્રશ્નો સ્વાભાવિક રીતે જ કોઈ કોઈ સ્થળે ઊઠી શકે તેમ છે. એવા પ્રશ્નોનો અન્તિમ નિર્ણય ભાગ્યે જ થઈ શકે. એટલે એની ચર્ચામાં ઊતર્યા વિના, અમે નમ્રતાપૂર્વક એટલું કહીએ કે આ સંગ્રહમાં રસનું અને રુચિનું વૈવિધ્ય ઠીક પ્રમાણમાં જળવાઈ રહે એ દૃષ્ટિ રાખીને આ કાવ્યો પસંદ કર્યાં છે. અમારી મર્યાદામાં રહીને, કવિઓનું પ્રતિનિધિત્વ પણ બની શકે તેટલું વધારે જળવાય એ માટે ત્રણથી વધારે કાવ્યો કોઈનાં લીધાં નથી; અને કાવ્યની પસંદગી કરતી વેળા અમે એક જ દૃષ્ટિ રાખવાને મથ્યા છીએ : કાવ્યત્વની. કોઈપણ કવિની પ્રતિભાને અન્યાય ન થઈ જાય એનું ખાસ ધ્યાન રાખવાને અમે બની શકે તેટલા જાગૃત રહ્યા છીએ. અને જે કવિમિત્રોનાં કાવ્યોથી આ કે આવો કોઈપણ સંગ્રહ શોભી ઊઠયા વિના ન રહે તેમનાં કાવ્યો, કેવળ સ્થળસંકોચને કારણે જ, અમે લઈ શકયા નથી તેનો અમને ખેદ રહ્યા કર્યો છે.

આ સંગ્રહના સંપાદનનું ઉત્તરદાયિત્વ અમારું છે.

કાવ્યરસિક ગુજરાતને આ સંગ્રહ ગમશે તો અમે કૃતાર્થ થઈશું.

૬-૧૦-૧૯૫૨ સંપાદકો

# નવી કવિતા

## વર્તમાન અને ભાવિ

કોઈએ કહ્યું છે તે સાચું છે કે સાહિત્યના ઇતિહાસો પંચાંગથી નથી ઘડાતા. ઈ. સ. ૧૯૦૦ કે ૧૯૨૫ કે ૧૯૫૦ની સાલ આવે એટલે સાહિત્યમાં કશુંક નવું પ્રસ્થાન થવું જ જોઈએ એ અનિવાર્ય નથી હોતું. તેમ છતાં સાહિત્યના સામાન્ય અભ્યાસની દૃષ્ટિએ આપણે અમુક અમુક કાલાવધિની મર્યાદા બાંધીને સાહિત્યપ્રવાહનું નિરીક્ષણ કરીએ તો તેમાં કશું ખોટું નથી.

એ દૃષ્ટિએ જોતાં ઈ. સ. ૧૯૦૦ થી ૧૯૨૫ સુધીના કાલાવધિને આપણે બે ભાગમાં વહેંચી શકીએ: ૧૯૦૦ થી ૧૯૧૪ સુધીનો એક અને ૧૯૧૪ થી ૧૯૨૫ સુધીનો બીજો ઈ. સ. ૧૯૧૪ ની સાલને આ રીતે વિભાજક વર્ષ ગણવાનું કારણ એ છે કે એ વરસમાં પડેલું મહાયુદ્ધ શરૂ થયું. એના જેવું વ્યાપક, એના જેવું લાંબું, અને એના જેવું ભયંકર યુદ્ધ જગતે પૂર્વે કદિ જોયું નહોતું. એ યુદ્ધને પરિણામે પૃથ્વીનો નકશો બદલી ગયો. અને એનું સૌથી મોટું પરિણામ એ આવ્યું કે ઇંગ્લંડમાં જૂના યુગનો અસ્ત થયો. અને રશિયામાં પૂર્વે કદી સાંભળી નહોતી કે કલ્પી નહોતી એવી ક્રાન્તિ થઈ. સ્ત્રી, સમાજ, રાજ્યસત્તા અને ધર્મ: આ બધાં પ્રત્યેનું મનુષ્યનું દૃષ્ટિબિન્દુ બદલી ગયું. અને પરિણામે માનવ-સ્વાતંત્ર્ય અને વ્યક્તિ-સ્વાતંત્ર્યનો નવો યુગ ઊગ્યો.

આપણા સાહિત્યને માટે પણ એ વર્ષ અસાધારણ મહત્વનું નીવડ્યું. આગલા યુગની-એટલે કે ગોવર્ધનયુગ અથવા પંડિતયુગની છેલ્લી કૃતિઓ 'રાઈનો પર્વત,' 'જયા અને જયન્ત' અને 'સ્મરણસંહિતા' એ વર્ષમ પ્રગટ થઈ. એ જ વર્ષમાં ગાંધીજી આફ્રિકાથી સ્વદેશ પધાર્યા; અને આખા દેશમાં-કાશ્મીરથી કન્યાકુમારી અને કલકત્તાથી કચ્છ પ્રદેશ સુધી ચચલત અને તનમનાટ વ્યાપી રહ્યાં.

ઈ. સ. ૧૯૧૯ માં જલિયાવાલાની કતલ થઈ. અને તેમાંથી અહિંસક અસહકારની લડતનો જન્મ થયો. આપણો દેશ કેટલો વ્યાપક અને વિરાટ છે એવું સાચેસાચુ ભાન આપણને પહેલી વાર ત્યારે થયુ. અને વાસ્તવિક જીવનનો આપણો સંપર્ક વધારે સઘન અને વધારે જીવન્ત બન્યો. ગાંધીજીવનની રીતી અમર નીચે આપણે આદર્શને વાસ્તવમા ગૂંથવાનો પ્રયત્ન કર્યો. પ્રયોગશીલતા અને સાહસવૃત્તિને જીવનમા તેમ જ કવનમા સ્થાન મળ્યુ જીવનને આપણે ગંભીર દૃષ્ટિએ જોવા લાગ્યા વિશ્વ-પ્રેમના ગાંધીજીના આદર્શે આપણને આપણાં ભૂલાયેલા બાંધુ તરફ વાળ્યા. અને આપણી નાનકડી આંખમા સમાય છે તેટલું જ જગત નથી એવું આપણને ભાન થયું.

આનું સીધું પરિણામ એ આવ્યુ કે આપણો કવિ માત્ર પ્રેમના પ્રકૃતિના કે પરમાત્માના જ ગીતો ગાવાને બદલે જીવનની કઠોર વાસ્તવિકતા પ્રત્યે અભિમુખ બન્યો. ૧૯૧૪ સુધીની કવિતામા મહાન અથવા ભવ્ય વિષયો માટે આગ્રહ રાખવામા આવતો હતો. કવિતા લખવી હોય તો મેઘ ચંદ્ર, તારા, કમળ, બુલબુલ અને કોયલ જેવા વિષયો પર જ લખાય એવી સામાન્ય માન્યતા પ્રવર્તી રહી હતી. તેને બદલે ૧૯૧૪ પછીની કવિતામા એનો પ્રત્યાઘાત શરૂ થયો. અને 'મીંદડી,' 'બગડી,' 'દરજી,' 'રૂડકી,' 'ત્રણ પાડોશી,' 'જાજરની માખી,' 'ઉંદરડો,' 'ધુવડ,' 'ચૂસાયેલો ગોટલો,' 'બે બિલાડા,' 'ભૂંડ,' ને 'બૂટપાલિસવાળો,'–વગેરે વિષયો પર કાવ્યો લખાવા લાગ્યા શરૂઆતમા, અલબત્ત, એમા નવીનતાને ખાતર જ નવીનતાની ઉપાસના થવા લાગી અને આમ થાય તે સ્વાભાવિક હતુ. જીવનની જે નવીનતા અને તાઝગી આપણને જોવા મળ્યા હતા અને દીનો અને દલિતોની જે વિરાટ સૃષ્ટિ આપણા સમસંવેદનનુ અને સહાનુભૂતિનુ પાત્ર બની હતી, તેને ધ્યાનમા લઈએ તો કેટલેક અંશે આમ બને એ અનિવાર્ય પણ હતુ. એટલે આપણે પ્રયત્નપૂર્વક પણ વધારે ને વધારે વાસ્તવદર્શી વિષયો તરફ વળ્યા અને એ વિષયોનુ આલેખન પણ વધારે નિરંકુશ ને વધારે સ્વચ્છંદ રીતે કરવા

૧૫૮.'ઈ. સ. ૧૯૩૩-૩૪ ની સાલમાં આપણા તે વખતના નવા કવિઓ સુંદરમ્, ઉમાશંકર, સ્નેહરશ્મિ, બેટાઈ આદિના કાવ્યસંગ્રહો પ્રકટ થયા. તેમાં આ વાસ્તવદર્શન અને પ્રયોગશીલતાનાં જાતજાતનાં સ્વરૂપોનું આપણને દર્શન થયું.

પણ જે વખતે આ બધા સંગ્રહો વંચાતા ને વખણાતા—ને અમુક સ્થળોમાં વગોવાતા પણ—હતા તે જ અરસામાં આ વાસ્તવદર્શન સામે સૂક્ષ્મ પ્રત્યાઘાત શરૂ થઈ ચૂક્યો હતો. કાવ્ય માટેનો વિષય ભલે ગમે તેવો તુચ્છ હોય, પણ એ વિષયનું આલેખન કરવા માટેની દૃષ્ટિ તુચ્છ ન હોવી જોઈએ એ સત્ય આપણા સારા ને સાચા કવિઓને સમજાવા લાગ્યું હતું. એટલે આપણા ઈતિહાસ પુરાણોમાંથી પૌરુષ અને પરાક્રમને પ્રેરે તેવા વિષયોનું આલેખન થવાની સાથોસાથ, તુચ્છ કે તુચ્છાભાસી વિષયોનું પણ ગંભીર અને ભવ્ય દૃષ્ટિએ આલેખન થવા લાગ્યું. આમ વિષય ભવ્ય કે મહાન હોવો જોઈએ એવો જે આગ્રહ પંડિતયુગમાં રાખવામાં આવતો હતો, તે જતો રહ્યો; પણ વિષય ગમે તેવો હોય, તેના આલેખન પાછળની દૃષ્ટિ મહાન અને ભવ્ય હોવી જોઈએ એ સત્ય સ્વીકારાયું.

પરમાત્મા, પ્રકૃતિ અને પ્રેમ : એ તો કવિતાના સનાતન વિષયો છે. પણ નવા યુગમાં આપણી જીવનદૃષ્ટિ સંકુચિત મટીને વિશાળ બની; એટલે પરમાત્મા પાસેથી જૂના કવિઓ માગતા તેમ ઐહિક વસ્તુઓના વરદાન માગવાને બદલે આપણો કવિ પૌરુષ, પાપમાંથી બચવાની શક્તિ અને પરાક્રમ કરવાનું સામર્થ્ય જ માગવા લાગ્યો. ઈશ્વરની યોજના સ્વચ્છંદ કે અસંબદ્ધ નથી, પણ સાભિપ્રાય છે એ સમજાવાથી, શ્રી. રામનારાયણ પાઠક કહે છે તે પ્રમાણે 'મૃત્યુ પણ મંગળ તરીકે સ્વીકારાયું; અને જગતનાં દુઃખો પણ એ જ ભાવનાથી સદર્થ મનાયાં.'

આ ઉપરાંત પ્રકૃતિ પ્રત્યેની દૃષ્ટિમાં પણ સૂક્ષ્મ ફેરફાર થયો. પ્રકૃતિના દર્શનમાં પ્રકૃતિના સૌન્દર્ય માટેનું આકર્ષણ તો સ્વાભાવિક રીતે હોય જ. પણ સાથોસાથ નર્મદ, નરસિંહરાવ, કલાપી વગેરેનાં કાવ્યોમાં પ્રકૃતિ

અને મનુષ્ય વચ્ચે જે વિરોધ દેખાતો હતો–and man alone is vile ! નો જે ભાવ વારંવાર ઘૂંટાયાં કરતો હતો–તે દેખાવો, ઘૂંટાવો ને ગવાવો બંધ થયો. તેમ જ પ્રકૃતિમાં માનવભાવનું વારંવાર જે આરોપણ કરવામાં આવતું હતું તે પણ ધીમે ધીમે ઓછું થઈ ગયું. બીજી રીતે કહીએ તો આપણી સહાનુભૂતિની ફલક વિસ્તરતાં, માનવમાત્ર પ્રત્યે પ્રેમ સહાનુકંપાની લાગણી જન્મી; અને તેને લીધે, આ વિશ્વમાં પ્રકૃતિ તો સુન્દર જ છે, દુષ્ટ કોઈ હોય તો માત્ર માણસ જ, એ માન્યતા નાશ પામી.

જેમ પરમાત્મા અને પ્રકૃતિ તરફના દૃષ્ટિબિન્દુમાં થયું તેમ પ્રેમ તરફના આપણા દૃષ્ટિબિન્દુમાં પણ પરિવર્તન થયું છે. શ્રી રામનારાયણ પાઠક કહે છે તે પ્રમાણે 'દામ્પત્યપ્રેમનાં કાવ્યોમાંથી સ્થૂલ ભોગોનાં વર્ણનો નીકળી ગયાં છે. અને સૂક્ષ્મ સૌન્દર્યોપભોગની દૃષ્ટિ જ પ્રધાન બનતી આવી છે. બીજી તરફ પરસ્પર આદર અને પરિપક્વ મૈત્રીમાંથી જન્મતી સમાનતાની ભાવના પણ આપણાં દામ્પત્યપ્રેમનાં કાવ્યોમાં પ્રકટ થતી ગઈ છે.' દામ્પત્યસ્નેહ સિવાયનાં કાવ્યોમાં માતા, પિતા, દાદાજી, ભાઈ–બહેન અને મિત્રો : આ બધાં પણ આપણી ઊર્મિનાં ને પ્રીતિભાવમૂલક સ્નેહાંજલિનાં પાત્ર બન્યાં છે. રાજભક્તિ નહિ પણ દેશપ્રીતિ અને દેશાભિમાને આપણા કવિઓની હૃદયતંત્રીને ઝણઝણાવી છે. ને બીજાં રાષ્ટ્રો પ્રત્યેના દ્વેષમાંથી નહિ, પણ આપણા રાષ્ટ્ર પ્રત્યેના પ્રેમમાંથી જન્મેલો દેશભક્તિનો ભાવ આપણાં ઘણાં ઉત્તમ કાવ્યોનો પ્રેરક બન્યો છે.

વિષયો પૂરતી વાત કરીએ તો, સુન્દરમ્‌ના શબ્દોમાં 'આપણી નવી કવિતા વિષયોની પસંદગીમાં સર્વતોમુખી બની છે. એણે આખા જગતને પોતાની બાથમાં લઈને તેનાં ઉત્તમોત્તમ અને ઉન્નતોન્નત તત્ત્વોને સ્પર્શવાનો અને તેનાં ગૂઢતમ સૌન્દર્યને અને રસને અધિગત કરવાનો સન્નિષ્ઠ પ્રયત્ન કર્યો છે. જીવનના બધા જ પ્રદેશોને અને બધા જ આવિર્ભાવોને એણે એકસરખા પવિત્ર અને એકસરખા માનાર્હ માન્યા છે. અને અનુચિત કે અશિષ્ટ ગણાતા વિષયોની પાછળ પણ માનવતાના', સરકારિતાના જીવનની ઉન્નત કે ગહન ગતિના, છૂપા કે પ્રકટ સૌન્દર્યના અને સત્યના ધબકાર

જોવાનો પ્રયાસ કર્યો છે. તેણે જીવનના પ્રાકૃત અને ભવ્ય, ક્ષણિક અને સનાતન, સ્થૂલતમ અને સૂક્ષ્મતમ, કુરૂપ, એમ સર્વવિધ આવિષ્કારોને સ્પર્શવાનો, સમજવાનો, અને ગાવાનો પ્રયાસ કર્યો છે.'

આપણી આજની કવિતામાં ગાંધીયુગની પ્રધાન ભાવનાઓ- દીનજનવાત્સલ્ય, અને સામ્યવાદ, અહિંસક વિજિગીષણા અને સ્વાર્પણ, વિશ્વબંધુત્વ અને યુદ્ધવિરોધ : આ બધી ભાવનાઓ મૂર્ત થયેલી છે. પણ તેમાં, સાથેસાથ, મિશ્રણ પણ જનજનની વિચિત્ર વસ્તુઓનું થઈ રહ્યું છે. એક તરફ એમાં નાનાલાલ 'વેણુવિહાર,' 'હરિદર્શન' અને 'હરિસંહિતા' લખીને આધુનિક ભાગવત જેવાં ભક્તિકાવ્યો લખે છે; બીજી તરફ સુન્દરમ્ અને પૂજાલાલ જેવા કવિઓ શ્રી. અરવિંદની છાયામાં રહી, ઊંડી આત્માનુભૂતિઓ વ્યક્ત કરે છે; ત્રીજી તરફ મેઘાણી અને નગીનદાસ પારેખ રવીન્દ્રનાથના અગમ્યવાદની છાયા આપણે ત્યાં ઝીલે છે; ચોથી તરફ સ્વપ્નસ્થ અને ઉપવાસી જેવા સામ્યવાદી બંધુઓ ઐહિકતાનો, પરિશ્રમનો અને પરસેવાનો મહિમા ગાય છે. એક તરફ ઇન્દુલાલ ગાંધી અસ્પષ્ટ અને મોહક રંગદર્શિતાવાળાં ગીતો આપે છે: તો બીજી તરફ સુધાંશુ પ્રાચીન ભજનોના ભણકારા જમાવે છે. પ્રહ્લાદ પારેખ, રતિલાલ છાયા અને નાથાલાલ દવે બંગાળી કવિતાની મોહક અને સુલાયમ સૂરાવલિમાં પોતાના ભાવને મઢે છે; તો ઉમાશંકર 'ગુલે પોલાંડ' દ્વારા પોલિશ સાહિત્યમાંથી એક આખી સોનેટમાળાને આપણે ત્યાં લાવે છે. આપણી અત્યારની કવિતામાં લાળ, લીંટ, બળખા અને પરૂ જેવા પદાર્થો પણ ઉલ્લેખ પામે છે. અને મનુષ્યના આત્માની ઊંડામાં ઊંડી આધ્યાત્મિક અનુભૂતિઓ પણ આલેખનવિષય બને છે. આમ, આપણી આજની કવિતામાં ધરતીની માયા પણ બંધાય છે અને અંતઃકરણ ઊંડું ઊંડું આત્મદર્શન કરવાને પણ પ્રેરાય છે; વાસ્તવિકતામાં મન રમ્યા કરે છે; અને આદર્શપરાયણતા પણ આકાશની માફક ચિત્તને વ્યાપી રહે છે.

પ્રો. અમૃતલાલ યાજ્ઞિકના એક લેખમાં બતાવવામાં આવ્યું છે તે પ્રમાણે નર્મદ-દલપત યુગથી શરૂ થયેલી કવિતામાં પ્રાચીન દેશી ઢાળોને

મહદ્દે માત્રામેળ છંદોનો પ્રયોગ પણ શરૂ થયો. ધીમે ધીમે અક્ષરમેળ છંદોનો પ્રયોગ પણ એ જ અરસામાં વધવા લાગ્યો. અને ગોવર્ધનયુગમાં તો અક્ષરમેળ છંદોનો પ્રચાર ઘણો વ્યાપક થઈ ગયો. અંગ્રેજી સાહિત્યનો પરિચય અને અભ્યાસ વધતો ગયો તેમ તેમ કાવ્યરૂપોના નવા પ્રયોગો પણ શરૂ થતા ગયા. એક તરફથી સૉનેટ, લિરિક, અંગ્રેજીપદ્ધતિના 'ઓડ' પ્રકારનાં અર્થગંભીર કાવ્યો વગેરે પ્રત્યે આપણા કવિઓનું આકર્ષણ વધવા લાગ્યું અને બીજી તરફથી મહાકાવ્ય, ચિંતનાત્મક કાવ્યો અને નાટક પ્રણમાં ચાલી શકે એવા બ્લૅન્કવર્સને ગુજરાતીમાં ઉતારવા આપણા કવિઓ મથ્યા અને તે માટે અનેક પ્રયોગો તેમણે કર્યા. બ્લૅન્ક-વર્સનાં મુખ્ય લક્ષણો અગેયતા અને પ્રવાહિતા છે. આને આપણાં આવૃત્ત સંધિવાળાં માત્રામેળ વૃત્તોમાં ઉતારવા એ ઘણું કઠણ હતું. કારણકે આવૃત્ત સંધિનાં અક્ષરમેળ અને માત્રામેળ છંદોના બંધારણમાં અમુક નિયમિત સ્થાને તાલ અનિવાર્ય આવ્યા જ કરતો હોવાથી તરત ગેયતામાં સરી પડાય છે. અને તે ઉપરાંત વળી તેમાં એકના એક ખીજનું આવર્તન થયા કરતું હોવાથી એકવિધતા પણ સ્વાભાવિક રીતે આવી જાય છે. અનાવૃત્ત સંધિવાળાં અક્ષરમેળ વૃત્તોમાં એ ભય ઘણો ઓછો થઈ જાય છે. એ વૃત્તો પણ આવૃત્ત સંધિવાળાં વૃત્તોની માફક ગેયત્વમૂલક છે એ સાચું; પણ યતિભંગ, શ્રુતિભંગ વગેરેથી એના ગેયત્વને પ્રમાણમાં ગૌણ બનાવી દેવાનું સહેલું છે એટલે માત્રામેળ છંદોમાં નડે છે તેટલું ગેયત્વ આ વૃત્તોને નડતું નથી. આવાં અનાવૃત્ત સંધિવાળા વૃત્તોમાં પણ નિયત અને દૃઢ યતિસ્થાનો જેમાં આવતાં હોય તેવાં વૃત્તો બહુ કામમાં ન આવી શકે તે દેખીતું છે. એટલે સંપૂર્ણ અક્ષરમેળ વૃત્તોમાંથી દૃઢ યતિ વિનાનાં માત્ર બે જ વૃત્તો વધારે અનુકૂળ બન્યાં. અને તે પૃથ્વી અને અનુષ્ટુપને આપણા પ્રયોગશીલ કવિઓએ મુખ્યત્વે સ્વીકારી લીધા.

બ્લૅન્કવર્સને ગુજરાતીમાં ઉતારવાનો પ્રયોગ તો, અલબત્ત, ઘણા કવિઓએ કર્યો છે. નર્મદે વીરવૃત્ત અન્જમાન્યુ નાનાલાલે ડોલનશૈલીમાં અપદ્યાગદ્યનું સાધન ઊભું કર્યું. બળવંતરાયે સળંગ અગેય યતિવિરામ-

શૈથિલ્યવાળો પૃથ્વી છંદને પ્રચારમાં આણ્યો. કેશવલાલે વનવેલી દ્વારા બ્લૅંકવર્સમાં ઝીલાતા ભવ્યકરુણ ભાવોને આલેખવાનો પ્રયત્ન કર્યો. ખબરદારે પ્રથમ મુક્તધારા છંદની યોજના કરી અને પાછળથી સગણનાં પાંચ આવર્તનોવાળા અમીરી મહાછન્દની શોધ કરી આપી મનહરરાગે રામછંદને આગળ ધર્યો. અને આ ઉપરાંત, અન્ય નાનામોટા કવિઓએ પણ પોતપોતાની રીતે બ્લૅંકવર્સને ગુજરાતીમાં ઉતારવા માટે પ્રયત્નો કરવામાં કચાશ ન રહેવા દીધી. છતાં પણ, એમ કહેવું જોઈએ કે બ્લેંકવર્સનું યથાતથ સ્વરૂપ ઝીલી શકે તેવો છંદ હજી ગુજરાતીમાં નિર્માવો બાકી છે.

અક્ષરમેળ છંદોનો આ પ્રયોગ ગુજરાતમાં એટલો બધો વધી ગયો કે કવિતાના છંદોદેહસૌંદર્યની અવગણના થવા લાગી. અને છંદોની ભાગતોડ, જુદાં જુદાં મિશ્રણો અને સાંકર્ય સાધવામાં આપણા કેટલાક કવિઓ મશગૂલ બની ગયા. કવિતાની સાથે ગેયત્વનો સંબંધ, આમ, લગભગ તૂટી જવાની અણી ઉપર આવ્યો. એટલું જ નહિ પણ ગેયત્વ જાણે કવિતા માટે પ્રાણઘાતક તત્ત્વ હોય તેમ તેની ઉપેક્ષા પણ થવા લાગી. આ બધાં સામે પ્રત્યાઘાત થાય એ સ્વાભાવિક હતું : પ્રત્યાઘાત થવો જ જોઈતો હતો. એ થયો. અને સદ્ભાગ્યે આપણા ઉત્તમ કવિઓ પહેલી તકે એવી કેવળ અર્થઘનતા સાધવાના પ્રયોગોમાથી મુક્ત થઈ ગયા ઉમાશંકર, સુંદરમ્, મેઘાણી, સ્નેહરશ્મિ વગેરે કવિઓએ મનોરમ સુમધુર ગીતો પણ આપ્યા અને અક્ષરમેળ છંદોમા પણ યતિશુદ્ધિ, ભાષાસૌંદર્ય, પ્રાસયોજના અને શ્રવણમાધુર્યને પણ સિદ્ધ કરી લીધાં એ કવિઓની પછીની પેઢીના નિરંજન ભગત, પ્રહલાદ પારેખ, રાજેન્દ્ર શાહ, બાલમુકુન્દ દવે, નાથાલાલ દવે વગેરેએ તો ગીતોની જ દિશામા સવિશેષ સિદ્ધિઓ પ્રાપ્ત કરી. એ રીતે જોઈએ તો અત્યારની કવિતાનું વલણ છંદોબદ્ધતા કરતા ગેયત્વની દિશામાં વધારે ઢળતું દેખાય છે. રેડિયો, ગસગરબા ઇત્યાદિ રંજન સમારંભો વગેરે પણ આ જાતના ગીતો માટે અનેક અન્ય કારણોમાનાં એકાદ નિમિત્તકારણ જરૂર ગણી

શકાય. ગેયત્વ તરફના આપણા વધતા જતા આગ્રહને પરિણામે છટ્ઠાંદાબદ્ધ કાવ્યમાં જ શક્ય એવા સૉનેટ ઇત્યાદિ ચિંતનાત્મક કાવ્યસ્વરૂપ તરફ આપણું લક્ષ કૈંક મોળું પડવા લાગ્યું છે એમ કહીએ તો ચાલે. લાંબાં ખંડકાવ્યો કે આખ્યાનકાવ્યો પણ આ પ્રકારના વાતાવરણમાં ઝાઝું આકર્ષણ ન જમાવી શકે તે પણ સ્વાભાવિક જ છે. એટલે જ ગુજરાતમાં અત્યારે ગીતોનો યુગ ફરી ઊગવા માંડ્યો છે એમ કહેવું હોય તો કહી શકાય ખરું. આનું એક પરિણામ તો, અલબત્ત, અતિસ્પષ્ટ છે. ગીત ટૂંકું જ હોય અને મુખ્યત્વે એકાદ ઊર્મિનું જ વાહન હોય. એટલે લાંબાં, ભાવસાતત્યવાળાં અને ચિંતન કે દર્શનની ઉત્તમોત્તમ કોટિને સર કરતાં કાવ્યો માટે એ ઉત્તમ વાહન બની ન શકે. અને કવિતામાં આવાં કાવ્યોનું સ્થાન પણ ઊર્મિકાવ્યો જેટલું જ—બલ્કે, એથી પણ વધારે—મહત્ત્વનું હોય છે. એટલું જ નહિ પણ અત્યારે જે સંક્રાન્તિ કાળમાંથી આપણે પસાર થઈ રહ્યાં છીએ અને મૂલ્યપરિવર્તનની પ્રક્રિયાનો અનુભવ કરી રહ્યા છીએ તેમાંથી કોઈ પ્રતિભાશાળી કવિને મહાકાવ્યની સામગ્રી મળી રહે એ સંભવિત પણ છે. અને એવો કવિ જ્યારે ગુજરાતને મળે ત્યારે કદાચ એણે ફરીથી અક્ષરમેળ વૃત્તો તરફ વળવું પડે તો પડે.

અત્યારે વિકાસ પામતાં જતાં કાવ્યસ્વરૂપોમાં સૌથી વિશેષ ધ્યાન ખેંચે એવો કોઈ પ્રયોગ હોય તો તે નાટ્યરૂપકોનો છે. ઉમાશંકરે 'પ્રાચીના'માં એવાં પદ્યબદ્ધ નાટ્યરૂપકો આપ્યાં છે. આવતીકાલનો કવિ એ દિશામાં વધારે પ્રસ્થાન કરે તે બનવા જોગ છે.

મહાકાવ્યોનો પ્રયોગ તો અત્યારે આપણે મૂકી જ દીધો છે એમ કહીએ તો ખોટું નથી. નાનાલાલ, ખબરદાર અને ઠાકોર પોતાની કેટલીક કૃતિઓને મહાકાવ્ય તરીકે ઓળખાવે છે એ ખરું; પણ એ કૃતિઓમાં મહત્ત્વ કેટલું, કાવ્યત્વ કેટલું અને વિરાટ દર્શનનું સામર્થ્ય કેટલું એનો નિર્ણય તો કાળ જ કરી શકે. અંગ્રેજી મહાકાવ્યના જેવો પ્રવાહી બ્લેન્ક-

વસ્' આપણે ત્યા નથી તેથી મહાકાવ્ય આપણી ભાષામા નથી એમ કેટલાકને લાગે છે તે વિચાર ભ્રામક ગણાવો જોઇએ મહાકવિની પ્રતિભાને છંદોની મુશ્કેલી કદી નથી નડતી, એમ ન હોત તો આપણા સસ્કૃત મહાકાવ્યો અનુષ્ટુપ અને ઉપજાતિમા રચાયા છે તે ન રચાત. એટલે અત્યારે તો એમ જ કહેવુ જોઈએ કે આ દિશા લગભગ બધ જેવી જ છે.

અન્ય કાવ્યરૂપો વિશે એટલુ જ કહી શકાય કે અત્યારના સૅાનેટો, લિરિક, અર્થગભીર કાવ્યો બાળકાવ્યો, મુક્તકો, ઉર્દૂ શૈલીની ગઝલો આવતી કાલની કવિતામા ઓછેવત્તે અશે પણ દેખાવાના જ

કાવ્યના લયની વાત કરીએ તો એમા આપણને એક તરફથી બગાળી ગીતોની મોહક સુરાવલિના ભણકારા સભળાય છે તો બીજી તરફથી આપણા જ પ્રાચીન લોકગીતોના અને ભજનોના ઢાળોના પડઘા પણ પડતા જણાય છે. માત્ર ગુજરાતમા જ નહિ પણ મારવાડના લોકગીતોના સૂરો પણ આપણા કવિઓ ઝીલતા લાગ્યા છે અને ક્યારેક ક્યારેક સિનેમાના ગીતોના સૂરની છાયા પણ આપણા છદોલય ઉપર પડતી જોવામા આવે છે. વિશેષ વલણ, અલબત્ત, તેમા પ્રાચીન લોકગીતોના અને ભજનોના ઢાળો તરફ ઢળે એમ અત્યારે તો લાગે છે માત્રામેળ છદો પણ, કદાચ, આપણા આવતી કાલના કવિનું ધ્યાન ખેચે તો નવાઇ નહિ. રાજભાષા હિંદીનો પણ પરિચય આપણને હવે થવા લાગ્યો છે. એ પરિચય જેમ જેમ વધતો જશે તેમ તેમ કવિતાનુ માત્રામેળ સ્વરૂપ વિકસવા પામે એ સંભવિત છે અત્યારે પણ કવિતા માત્ર પાઠ્ય કે માત્ર શિષ્ટભોગ્ય જ નહિ પણ સર્વભોગ્ય હોવી જોઈએ એ માન્યતા જાણ્યે અજાણ્યે આપણા કવિઓ સ્વીકારવા લાગ્યા છે અને કવિતાએ સર્વ ભોગ્ય થવુ હોય તો એમા સરળતા પ્રાસાદિકતા પ્રવાહિતા અને શ્રવણમાધુર્ય હોવા જોઈએ એ નિર્વિવાદ છે આ ગુણો છંદો દ્દ કા યોમા સિદ્ધ ન થઈ શકે તેમ નહિ, પણ વિશેષ સિદ્ધિ એને માત્રામેળ વૃત્તોમા મળે એ સ્પષ્ટ છે

આ તો થઈ આવતી કાલની કવિતાની સામાન્ય રૂપરેખા. આપણા દેશના સમગ્ર ઇતિહાસમા અપૂર્વ અને અનન્ય એવા સમયમાથી આપણે

પસાર થઈ રહ્યાં છીએ. આપણે સ્વાધીન બન્યા છીએ પણ આ સ્વાતન્ત્ર્યની ખુમારી આપણી પ્રજાને કે આપણા કવિને બરાબર ચડી જણાતી નથી. એ શા માટે ચડી નથી એના કારણોની ચર્ચામા ઊતરવાની કશી જરૂર નથી એનુ કારણ કદાચ, આપણા દેશનુ અત્યારનુ સમગ્ર વાતાવરણ પણ હોય પરતુ મુખ્યત્વે તો વર્તમાન જગતની અશાત પરિસ્થિતિ છે એમ કહેવુ જોઈએ અત્યારે આખા જગતમા આધિભૌતિક અને આધ્યાત્મિક મૂલ્યો પ્રતિક્ષણ બદનાતા જાય છે ભૂતકાળ સાથેનો આપણો સબધ તૂટતો જાય છે, અને ભવિષ્યની દિશા હજુ સ્પષ્ટ નથી. આ ક્રાન્તિકાળમાથી કેવો યુગ ઉદય પામશે એ તો કોણ કહી શકે? આપણે પ્રાકૃત દશા તરફ જઈશુ કે મહામાનવીની દિશામા પ્રયાણ કરીશુ એનો નિર્ણય પણ કઈ રીતે થઈ શકે? પણ એ વાત નિશ્ચિત છે કે જગતના સ્વરૂપનુ ઘડતર જે રીતે થવાનુ એની અસર આપણા દેશ ઉપર અને આપણા સૌ ઉપર થયા વિના રહેવાની નહિ એ અમર જે પ્રકારની હશે તે પ્રકારનુ આપણુ જીવનદર્શન હોવાનુ અને જીવનનુ આપણુ જે દર્શન હશે તેને યથાયોગ્ય રીતે આલેખી શકાય તેવા વિષયો તરફ આપણે વળવાના અને કાવ્યનો બાહ્યદેહ પણ એને અનુરૂપ જ ઘડાવાનો મને તો લાગે છે કે વર્તમાનકાળની આધી પસાર થઈ જતા મગળમય ઉષા ઊગવાની જ મનુષ્ય કેવળ બહિર્મુખ મટીને અતર્મુખ પણ બનવાનો જીવનના મર્મ અને પ્રયોજનને સમજવાનો વધારે પ્રામાણિક અને સનિષ્ઠ પ્રયત્ન પણ એ કરવાનો અને સવાદિતાના શુભતત્ત્વને ઓળખવાને અને આલેખવાને એ મથવાનો એ દિવસ ક્યારે ઊગશે એ કહી શકાતુ નથી. પણ ઊગવાનો જરૂર એમા શકા નથી નહિ તો માનવજાતિ માનવી તરીકે જીવી જ ન શકે અને એ શુભ દિવસ જ્યારે ઊગશે ત્યારે આપણી કવિતા ઊર્મિ, કલ્પના, ચિંતન અને દર્શનને અનુકૂળ એવી શબ્દાવલિમા અને લયાન્વિતતામા વ્યક્ત થવાની એ નિસશય છે

મનસુખલાલ ઝવેરી

## અનુક્રમ

# ભણકારા

::

બળવંતરાય ક. ઠાકોર

આઘે ઊભાં તરુઘુમસ જેમાં દ્રુમો નિંદ સેવે,
વચ્ચે સ્વપ્ને મૃદુ મલકતાં શાન્ત રેવા સુહાવે;
ઊંચાં નીચાં સ્તનથડકશાં હાલતાં સુપ્ત વારિ,
તેમાં મેળે તલસમ પડે ઊપડે નાવ મારી.

માથે જાણું નિજ નરી જુવે કાન્તિ તો સૃષ્ટિ સતી
ચોંકી ઊઠે, કુસુમવસને તેથી જ્યોત્સ્ના લપાતી;
ને બીડેલા કમળમહિં બંધાઈ સૌન્દર્યઘેલો
ડોલે લોટે અલિ મૃદુ પદે, વાય આ વાયુ તેવો.

ત્યાં સૂતેલો લવું નવલ અર્ધો અનાયાસ છન્દ;
કે આંદોળું જરી લય નવે બીનના તાર મન્દ;
તેમાં ક્યાંથી, રજનીઉર કે નર્મદાવ્હેણમાંથી,
સ્વર્ગંગાની રજતરજ કે વાદળીફીણમાંથી,
પુષ્પે પાને વિમલ હિમમોતી સરે તેમ છાની,
બાની હૈયું ભિંજવી ભરતી, નીતરે શી 'સોહેની'!

# વર્ષાની એક સુંદર સાંઝ

::

બળવંતરાય ક. ઠાકોર

શાંતિ! શાંતિ! ઝરમર ઝરી ગૈ ગળી વાદળી આ,
અંધારી નીરવપદ ગિરિશૃંગથી જો ઉડી આ;
ઊંચો દીપે ઘુમટ ફરીથી વ્યોમ કેરો વિશાળો,
જેમાં મુક્તાભરણ-ઝગણું ઓપતી અભ્રમાળો!

બેઠાં બેઠાં સખીસાહત હું માંસંતીમંડપે ત્યાં,
ધારા જોતો, શ્રવણ ભરતો નૃત્યથી બુદ્બુદોનાં;
ત્યાં ગૈ ધારા શમી પણ ગયા બુદ્બુદો, ને નિહાળ્યા
શૈલો, વચ્ચે સર નભસમું, મસ્તકે અભ્ર તારા.

ને કોરેથી સલિલ ફરકયું, શુભ્ર ચળકયું, અને જ્યાં
વૃક્ષો ટીપાં ટપકી ન રહ્યાં ડાળિયોનાં ભૂમિમાં,
ત્યાં એ નીલું સર લસી રહ્યું દિવ્ય ઝાંયે રસેલું,
પાછું જોતાં,—ગિરિપર સુધાનાથ હાસે મધુરું!

'વ્હાલા, જોયું?' વદી તું લહી ત્યાં ચંદ્રને દસ્યસાર,
ટોકો વ્હારો, અલિ, સરગિરિવ્યોમ ગુંજ્યો રસાળ!

# છેલ્લું દર્શન

※

રામનારાયણ વિ. પાઠક

ધમાલ ન કરો,—જરાય નહિ નેન ભીના થશો,
ઘડી બ ઘડી જે મળી—નયનવારિ થંભો જરા,
કૃતાર્થ થઈ લો, ફરી નહિ મળે જ સૌંદર્ય આ,
સદા જગત જે વડે હતું હસન્તુ માંગલ્ય કો!

ધમાલ ન કરો, ધરો બધી સમૃદ્ધિ માંગલ્યની,
ધરો અગરુ, દીપ, ચંદન, ગુલાલ ને કુંકુમ,
ધરો કુસુમ, શ્રીફલો, ન ફરી જીવને આ થવો,
સુયોગ અણમૂલ સુંદર સુહાગી માંગલ્યનો!

ધમાલ ન કરો, ન લો સ્મરણ કાજ ચિહ્ને કશું.
રહ્યું વિકસતું જ અન્ત સુધી જેહ સૌંદર્ય, તે
અખંડ જ ભલે રહ્યું, હૃદયસ્થાન તેનું હવે
ન સંસ્મરણ વા ન કો સ્વજન એ કદી પૂરશે

મળ્યાં તુજ સમીપ અગ્નિ! તુજ પાસ જુદાં થિયે,
કહે, અધિક ભવ્ય મંગલ નથી શું એ સુંદરી?

# સિન્ધુનું આમંત્રણ

:•

રામનારાયણ વિશ્વનાથ પાઠક

આનન્દસિન્ધુ આમંત્રે સ્વયં હરત ઉછાળતો,
રંગબેરંગી ઝાંશોના મોતીઓ વરસાવતો ૧

નહિ માર્ગ, નહિ કેડી, દ્વાર કે દરવાન ના,
જ્યાં હો ત્યાંથી અહીં આવો પાડ કે અહેસાન ના ૨

દેખાતા સામસામા જડજમિનતટો, તો ય આ એક સિન્ધુ.
નોખા નોખા વસેલા મનુજ જગ પરે, આપણે એક બન્ધુ
આવો, આવો, પ્રજાઓ ! અહિં યુગ યુગના વૈર નાખો ડૅસીલા,
સિન્ધુ સાથે મિલાવી નિજ સુર, ગરવા ગીત ગાઓ રસીલા ૩

આવો ફિલ્સુફ, આવો કવિગણ, રસિકો ને કલાકોવિદો એ !
ઊર્મિ, પ્રૌઢા તરંગો ચલ ગિરિવર શા, રંગીલા બુદ્બુદો એ,
આ ઘેના ઘોર ગર્તો અતલ ઉલટતા વારિઓઘો અગાધ
ને વિસ્તારો વિશાળા સહુ દિશ સરખા, માંહી ખેલો અબાધ ૪

સહસ સ્રોતથી ઘેરી નદી જીવનની વહે,
પડી શુદ્ધ ઘડી ભેળી ક્ષણ ના સરખી રહે ૫

તેમાં આ તટથી પેલે જતાં જન મથી મથી,
અનુકૂલ વહી આવો પ્રવાહોના જ પથથી ૬

અંધારાં ભેદવાને અહિંથી દિનકરે હરત પ્હેલો ઉગામે,
વિશ્વોમાં એક ચક્રે ફરી અતુલ બલે અસ્ત એ આંહી પામે;
જીવો નિઃસંખ્ય સૌ આ અકલ સલિલથી આદિમાં નિર્ગમે છે,
ઊંચા નીચા ફરીને સમય નિજ થતાં આંહી આવી શમે છે. ૭

આવો સૌ પુણ્યશાલી, અમલ કરણીના પુણ્યનો આજ આરો.
નિઃસંકોચે પધારો, કલુષિન થયલા ! વારિધિ આ તમારો;
પ્રાયશ્ચિત્તો અહીંઆં પ્રજળી ન કરવાં દામણું દુઃખદાહે,
વામીને પાપપુણ્યો તણું મમત, રમો શુદ્ધ મુક્ત પ્રવાહે. ૮

સુણાયે સાદ એ દેશ–કાલની પાર દૂરથી,
લોક લોક તણા ઊંડા અંતરતમ ઉરથી. ૯

' નિત્યે એ સાદ આવે છે એમાં સત્ય કશું નથી '
' જવાશે જઈશું ત્યારે ' કરી કોઈ પ્રમાદથી ૧૦
–ગયું ના; પણ એ સિન્ધુ હજી હરત ઉછાળતો
આમંત્રે રંગબેરંગી મોતીઓ વરસાવતો. ૧૧

# હીંચકાની દોર

::

## ત્રિભુવન વ્યાસ

કોણે હીચોળી આ હીચકાની દોર
        મારી કોણે હીચોળી હીચકાની દોર ?

નિરાંતે સૂતી'તી એકલી આનદમા,
        કોણ મારે મદિરિયે પેઠો એ ચોર ? મારી૦

ફગોળો નાખ્યો તે પૂગ્યો છે આભમા,
        દોર તૂટે એટલુ કીધુ છે જોર મારી૦

હૈયુ જો ધબકે છે મારુ સાહેલડી !
        કંપે છે થરથર કાળજાની કોર ! મારી૦

બ્રહ્માડ ડોલતુ દેખુ છુ ફેરમા,
        ચસકયુ હા ! ચિત્તડુ રહે ન ઠોર મારી૦

શાણી સહિયર કોઈ હાથ ઝટ ઝાલજો,
        હળવે ઉતારજો હીચકાનો તોર ! મારી૦

# અમર ઇતિહાસે

::

### દેશળજી પરમાર

ભમો ઝંઝાવાતો
ખમો વજ્રાઘાતો હૃદય પળ ના દુર્બળ કરો;
તમારા માર્ગોમાં અધિક બળિયું પૌરુષ ભરો
નખશિખ નિરાશા પરહરો. ૧

યુવાનો સત્કર્મે
પ્રજાના ‘આદર્શે પ્રગતિમય ઉદ્ધાર સજશે;
પ્રયાણોના પથે વિશદ પુનરુત્થાન - ભજશે;
શિવસ્વરૂપ સૃષ્ટિ સરજશે ૨

ઊગેલા સ્વપ્નોનું
અધૂરા યત્નોનું જતન કરવા જાગ્રત રહો;
નવા સંસ્કારોનું મધુર ગરવું ઓજસ વહો
પરમ વિભુ-આદેશ ઉચરો. ૩

મહાહેતુ માટે
મહાસિદ્ધિ સાટે અડગ દિલથી અંત મથવું,
ગ્રહીને સંજોગો જગ સકલને શોધી વળવું
અખૂટ ઉરે લક્ષ્ય રળવું. ૪

ઊંડા અંતર્નાદે
ઊંચા આશાવાદે યુવકજન હો! રાષ્ટ્ર-રચવું,
પુરાતા પાયાના ચણતરમહીં પથ્થર થવું:
અમર ઇતિહાસે ભળી જવું! ૫

# ઝંખના

ઝવેરચંદ મેઘાણી

મારી માઝમ રાતના સોણુલા ચમકી ચમકી ચાલ્યા જાય,
મારી આતમ-જ્યોતના દીવડા ઝબૂકી ઝબૂકી ઝંખવાય
જપે જરી રેના લોચનિયા ત્યાં ઝબકીને જાગી જવાય,
આઘે આઘે આછા ડુંગર કેરા પડછાયા પથરાય રે,
મહાવીર મોટા દરશાય—મારી૦

આભ લગી એના મસ્તક ઊંચા ને પગ અડતા પાતાળ,
જુગ જુગના જેણે કાળ વલોવ્યા ને ડોલાવી ડુંગરમાળ રે,
ફોડી જીવનનું ધણ પાગ—મારી૦

ટપકો દેતી હસતી મૂરતિ એ ઝળહળતી ચાલી જાય,
સ્વપ્ન સરે મારે કાન પડે મારા દેશની ઊંડેરી હાય રે,
એના બંધન ક્યારે કપાય—મારી૦

ઘન ઘન અંધારા વીંધણહારો જાગે કો ભડવીર,—
ડરતા ડરતા ડગલા ભરતા આ તો વામન સરખા શરીર રે,
અણુભીજલ ઊભા છ તીર—મારી૦

જરીક જરીક, ડગ માંડતા મારી જનનીને ના વળે જંપ,
આવો વિપ્લવ! આવો મીઠા જ્વાળામુખી! આવો રૂડા ભૂમિકંપ રે,
તોડો જીર્ણતા દારુણ થંભ—મારી૦

# મરતા બાળકનું આશ્વાસન

::

ઝવેરચંદ મેઘાણી

આવજે આવજે વા'લી બા !
એકવાર બોન, બને ભાઈ તું જા !

પાછલી તે રાતને પે'લે પરોઢિયે
ઝબકીને તુ જ્યારે જાગે,
રે મા ! ઝબકીને તુ જ્યારે જાગે,
ઓસીકે પાગતે ફેરવતા હાથ તુને,
પડખુ ખાલી લાગે હો મા !
માડી મને પાડજે હળવા સાદ,
પડઘો થઈ હુ દૈશ જવાબ—આવજે૦

તારા હૈયા તે પરે ખેલવા ને ગેલવા
આવુ બની હવાનો હિલોળો,
રે મા ! આવુ બની હવાનો હિલોળો,
લાળી લટોમા રમુ ઓળકોળાબડે
ગૂથશે તુ જ્યારે અંબોડો હો મા !
માડી ! તારો ઝાલ્યો હુ નહિ રે ઝલાઉ,
ચાર પાચ ચુમી ભરી ચાલ્યો જાઉ—આવજે૦

ચંદનતળાવડીના નીર મહીં ના'તી
જોઈ જૈશ હું તને જ્યારે
રે મા! જોઈ જૈશ હું તને જ્યારે,
મોજું બનીને તારે અંગેઅંગ મા'લીશ
તો ય મને કોઈ નહિ ભાળે હો મા!
માડી! મારી છનછલ છાની વાત
સાંભળીને કરજે ના કલ્પાંત—આવજો૦

અષાઢી રાતની મેહુલિયા—ધારનું
ઝરમર વાજું વગાડું
રે મા! ઝરમર વાજું વગાડું,
બાળુડિયા બેટડાને સંભારી જાગતી
માડી! તુંને મીઠડી ઊંઘાડું હો મા!
માડી હું તો વીજળીનો ઝબકારો
કે જાળીએથી 'હાઉક!' કરી જૈશ હું અટારો—આવજો૦

આકાશી ગોખનો ટમટમ તારો
થૈને બોલીશ બા! સૂઈ જા,
રે મા! થૈને બોલીશ બા! સૂઈ જા,
ચાંદાનું કિરણ બની લપતો ને છપતો તુંને
ભરી જૈશ એક બે બકા હો મા!
માડી તું તો ફેરવીને ગાલે હાથ
નાખજે નવ ઊંડા નિઃશ્વાસ—આવજો૦

ઝભલું ટોપી લઈને માશીબા આવશે
પૂછશે ક્યાં ગયો બચુડો?
રે મા! પૂછશે ક્યાં ગયો બચુડો?
કે'જે કે બેન, બચુ આ રે બેઠો
મારી આંખ કેરી કીકીઓમાં રૂડો!
હો બેન! મારે ખોળલે ને હૈયા માય
બાળ મારો બેઠો છે સંતાઈ!—આવજો૦

## મા

### ચંદ્રવદન મહેતા

વ્હાલી માતા ! શિશુસમયમાં બોલતો કાલું કાલું,
ચાંદાપોળી–વિવિધ રમતે દીધ લ્હાણી અનેરી,
અંકે પોઢી ખલલ કરતો નિંદ હું અર્ધઘેરી,
એવાં મીઠાં સ્મરણ મહીંયે ન્યાળતો એક વ્હાલું.

રૂડું આંક્યું મુજ જીવનમાં પોત તારું નિરાળું,
ને જાગંતી સ્મૃતિમહીં સ્ફુરે કૈંક તારા સુનેરી.
સંસ્કારોનાં, મૃદુલ સવિતા ! બીજ તેં નિત્ય વેરી
પાળ્યાં પોષ્યાં અરર નગુણો, એ ઋણો કેમ વાળું ?

મોંઘી માડી ! જીવન–ભરતી–ઓટમાં રું જ બિન્દુ,
તારી આંખે મુજ ઉર ચડે ઊતરે ઊર્મિસિન્ધુ;
મારે માટે સદય જનની ! આંસુડાં કૈંક સાર્યાં,
મારે માટે સુખદુઃખ વળી તેં ક યાં ના વિસાર્યાં ?

માડી તારું સુભગ હસવું ક્યાંય બીજે ન ભાળું,
મૂકું છું આ ચરણરજમાં, સે સહી કૃત્ય મારું.

# વિસર્જન

✽

## ચંદ્રવદન મહેતા

પ્રભો ! છંકારી દે સકળ ગ્રહ, તારા, ઉદધિમા,
અને સંકેલી લે ઘડીકમહીં આ રાસ રમવા,
ચઢી ચોપાસે જો પ્રલયપૂર વ્યાપે પલકમા
ગ્રહી લેજે મારું દગજલ, ખૂટચે શક્તિમહિમા !

તુટે ગેબી ગુહા, અનલ સરખા વિશ્વફરતા
ફરે ઝંઝાવાતો, ફરીફરી બધું યે જગ સીઝે;
ખૂટે એ વાયુ તો હૃદયભરમાં દાહ દવતા
નિસાસામાંથી યે પ્રલયપૂર તો એક ગ્રહજે.

અને પ્હાડોના જો વીજતણખાથી કોઈ જ ફૂટે
ઊના અંગારાથી ગગનપટ વ્યાપે રજ રજે,
પરંતુ વજ્રો શા દૃઢ વીજકડાકા કદિ ખૂટે
અરે આ હૈયાની ઉરધબક એકાદ ગ્રહજે !

નિસાસા, આંસુ ને ઉરધબક સર્વે મુજ વહી
થશે નક્કી દેવા ! તુજમય નવા સર્જનમહીં.

# દૂર દેશમાં ગુજરાતની શરદપૂનમની સ્મૃતિ

::

પૂજાલાલ

નથી શરદ આજ કૈં વિમલ નીલ શોભા ભરી;
જમા થઈ રહ્યા ઘનો ગગન ઘેરતા છાયથી;
ન જોઉં મુખ પૂર્ણ ચંદ્રતણું; કૌમુદી નીતરી
કરે નયનરંજના નહિ; સુધારસી ઝાંયથી
ન્હવાય પૃથિવીનું તપ્ત ઉર ના; રસોલ્લાસના
ન ક્યાંય રમણીય રાસ: સ્મરણો સ્ફૂરી આવતાં
સુદૂર પ્રિય ભૂમિનાં, શરદ ચંદ્રના હાસના
પ્રસાદ મધુરા જહીં હૃદય પ્રેમના માણતાં.

નથી શરદપૂર્ણિમા વિશદ અત્ર છો વ્યોમમાં;
ચિદંબર વિષે પરંતુ પ્રિય ગુર્જરીની રમે
પ્રસન્ન મુખકાંતિ, જોડ નહિ જેની કો ભોમમાં.
અહો ! વદન વ્હાલું એ,—સરસ જ્યોત્સ્નિકા શી ઝમે !

જગાડતી સુષુપ્ત સ્નિગ્ધ સ્મૃતિ જન્મભૂમિ તણી
અહીં મલિન પૂર્ણિમા ય અપનાવું મોંઘી ગણી.

# જ્યોતિર્ધામ

::

કરસનદાસ માણેક

મે ગ્રન્થોમા જીવનપથના સૂચનો ખોળી જોયા,
ને તીર્થોના મલિન જળમા હાડકા બોળી જોયા,
અંધારામા દ્યુતિકિરણ એકાર્ધ યે પામવાને,
મંદિરોના પથરપુતળા ખૂબ ઢંઢોળી જોયા,

સન્તોકેરા કરગરી કરી પાદ પ્રક્ષાલી જોયા,
એકાન્તોના મશહુર ધનાગાર ઊઘાડી જોયા;
ઊંડે ઊંડે નિજમહિં સર્યો તેજકણું કામવાને,
વિશ્વે વન્દ્યા, પણ, સકલ ભન્ડાર મે ખાલી જોયા!

ને આ સર્વે ગડમથલ નિહાળતા નેણ તારા,
વર્ષાવં'તા મુજ ઉપર વાત્સલ્યપીયૂષધારા,
તેમા ન્હોતો રંજપણ મને ખેંચવાનો પ્રયાસ,
ન્હોતા તેમા અવગણનના દૂખનો લેશ ભાસ!

જ્યોતિ લાધે ફક્ત શિશુને એટલી ઉરકામ,
મોડી મોડી ખબર પડી, બા, તું જ છો જ્યોતિર્ધામ!

*

કૌમાર્યે, બા જનકજનની ભક્તના મ્હાપ્રયાણે:
જોઈ રોઈ, ડગી ન, ઝગી શ્રદ્ધા, ઉઠ્યા જાગી પ્રાણો!
પીયૂષોમાં પછી હૃદયના સ્રોત તે મુક્ત વાળ્યા,
દીધુ સર્વે, સહજ મળિયુ લીધુ, ના ઉર વાળ્યા!

ને વસ્તારી અમ કુલમહિં, બા, તું જ્યારે પધારી,
ના રાણી થૈ, નવવધૂ બની ફક્ત સેવા સ્વીકારી !
ઈશેચ્છાએ, કુદરતતણા કાનુને, વા અકસ્માત્
આવ્યું તે સૌ સહ્યું લહ્યું ય તેં સર્વદા ધૈર્ય ધારી !

જ્વાળામુખી સળગી શમિયા, ભૂમિકમ્પો વળ્યા એ,
ઉત્પાતોના અમર દિસતા વિરમ્યા વાયરા યે;
એ સૌ વચ્ચે સ્મિતપટ થકી રોકતી નેનવારિ,
ગાન્ધારી, બા, સુણી, પણ તને રૂબરૂ મેં નિહાળી !

તેં ના માર્યાં અફળ વલખાં ઇન્દ્રિયારામ માટે,
તું જીવી, બા, જીવન હરિનું જીવવા શિર સાટે !

## સપનું ગુલાબી

::

### કરસનદાસ માણેક

(૧)

પડી બૂમ પૂરવથી અગ્નિની ઝાળો
ઉછાળન્ત આવે છે જાપાનવાળો,
અને કારાગારોના તોતિંગ દ્વારો
તજી નાઠા નિર્લજ્જ સૌ દ્વારપાળો
લઈ સંગ ખીસ્સે તાળાંની ચાવી!
ગુલામોએ દીઠું એક સપનું ગુલાબી!

(૨)

નવા માલિકો કેરો ચાલ્યો સપાટો
થયો જૂનો અન્ધાર ઊલટાનો ઘાટો,
હતી બંધ પહેલેથી મુક્તિની વાટો
નવા જુલ્મગારોનો જાગ્યો ઝપાટો,
ઊંડો એડીઓથી દબાયલને દાબી:
ગુલામોએ દીઠું એક સપનું ગુલાબી!

(૩)

હજારો નિરાશાઓમાં એક ઉછેરતી
હતી આશ જે ઉર-અટુલી, ઓકેલી
નિહાળી આ આપત્તિ નૂતન ઊગેલી



૬ ૩

રહી લોહીના શેષ આસુને રેલી •
નિરાધાર ક્રન્દન રહ્યું વિશ્વવ્યાપી
ગુનામીએ દીઠું એક સપનુ ગુનામી ?

(૪)

ગુનામોનો નિષ્ઠુર રૂઠ્યો વિધાતા
નથી દેવાવાળો કો આતમને શાતા
ઊંચે એ–હયા આભ ને ધરતી માતા
નીચે હીબકે " દેવ ભેજો કો ત્રાતા !"
કદી કોપે, કયા ત્રાટકી વેળ આવી
ગુનામીએ દીઠું એક સપનુ ગુનામી !

(૫)

એ વસમે સમે જાણે ગેબે જ સર્જી
મહાવીર એક આવીને ગર્વે ગર્જ્યો .
"ઊઠો, જાગો, ચાલો બની, સિંહ ગર્જે
જગત જુલ્મગારોનો સંહાર સર્જે "
ઊભો આગળે આવીને ઇન્કિલાબી !
ગુનામીએ દીઠું એક સપનુ ગુનામી !

(૬)

અને કોણ જાણે એ પ્રેરન્ત વાણી
મહી શી યે બજરંગી શક્તિ સિંચાણી !
ફગાવીને જ જીર્ણ સદીઓ પુરાણી
ગુલામો ઊઠ્યા ગર્જી યે ખડગપાણિ,
વરી વીરને કોં અજબ હામવામી
ગુનામીએ દીઠું એક સપનુ ગુનામી !

(૭)

હતા કાલ કંગાલ કલ્પાન્ત કરતા
મુવા જીવતે, તોય મરવાથી ડરતા
નવી કો અસર કેરા સ્પર્શે ઝળકતા
ને ' જય હિન્દ ' નાદેથી બ્રહ્માંડ ભરતા,
ઊભા આજ ફોજી બનીને રૂવાબી:
ગુલામીએ દીઠું એક સપનું ગુલાબી:

(૮)

ઊઠ્યા બાળવૃદ્ધો, અમીરો ફકીરો:
ધનુષથી છૂટ્યાં જાણે મુક્તિનાં તીરો,
શહાદતની સર્જન્ત લાખો લકીરો
ખડા ખેંચી શમશીર સૌ શૂરવીરો,
જુવે શાહીવાદી આ ખાનાખરાબી!
ગુલામીએ દીઠું એક સપનું ગુલાબી!

(૯)

ન મ્યાન છૂરી કદી ઝાલી જાણી
બની એવી અબળાઓ અંબા ભવાની:
અધૂરી રહી મુક્તિ કેરી ઊજાણી
ફરી માણવા આવી ઝાંસીની રાણી!
ખલકને દિસે વીરકહાણી આ ખ્વાબી!
ગુલામીએ દીઠું એક સપનું ગુલાબી!

(૧૦)

"ચલો દિલ્લી!" એ વીરહાકલ પડી છે
કતારો શહીદો તણી ઊપડી છે:
નિશાને જનેતાની મુક્તિ જડી છે:

મરીને અમર થાવા કેરી ઘડી છે
જુઓ ગૈરની આથમે છે નવાબી !
ગુલામીએ દીઠું એક સપનું ગુલાબી !

(૧૧)

ચૂમે આસમાને જે ઝંડો ત્રિરંગી
જતન કાજે જેના ધૂમે મર્દ જંગી,
વહે લાખ ધારે રુધિર મુક્તિ-રંગી
નથી આજ મૈયાના ખપ્પરમાં તંગી
બિયાબાં બન્યું આજ બિસ્માર-આબી
ગુલામીએ દીઠું એક સપનું ગુલાબી !

(૧૨)

એ યાદી ના દિલથી કદી યે ભૂસાશે
કથા એ સમર્પણ તણી ના ભુલાશે
અરે, એ શહીદીને પાવક પ્રકાશે
ઝળહળતો મુક્તિનો ઇતિહાસ થાશે-
જે ગાશે સદા શાયરો ઇન્કિલાબી !
ગુલામીએ દીઠું એક સપનું ગુલાબી !

(૧૩)

એ નેતા, એ વાણી, એ વીરો અટકી
એ આઝાદી પ્યાસી જવાંમર્દ જંગી
એ મૃત્યુની મહેફિલ જીવનરક્તરંગી
થયા સૌ સનાના પ્રજાપ્રાણસંગી
ઉરે ઉર ખોડાઈ ગઈ એની ખાબી
ગુલામીએ દીઠું એક સપનું ગુલાબી !

# આત્મપરિચય

::

જ્યોતીન્દ્ર હ. દવે

'તમારી જાતનો આપો તમે જાતે પરિચય,'
તમારું વાક્ય એ વાંચી મને આશ્ચર્ય ઊપજે;
જાતને જાણી છે કોણે કે હું જાણી શકું, સખે?
જાણે જે જાતને તે યે જણાવે નહિ અન્યને.
તથાપિ પૂછતા ત્યારે, મિત્રનું માન રાખવા;
જાણું — ના જાણું હું તો યે મથું 'જાત જણાવવા.'

જન્મે બ્રાહ્મણ, વૃત્તિએ વૈશ્ય ને હું પ્રવૃત્તિએ
શૂદ્ર છું: કલ્પનામાંહે ક્ષત્રિયે હું બનું વળી.
શૈશવે ખેલતો ખેલો, શાળામાં ભણતો વળી,
બ્રહ્મચર્યાશ્રમે ત્યારે સ્થિતિ મારી ગણી હતી.
શાળાને છોડી ને જ્યારે 'શાળાની બહેન'ને વર્યો,
ગાર્હસ્થ્યે આશ્રમ જ્યેષ્ઠે તદા પ્રેમે હું સંચર્યો.

પ્રભુતામાં ધર્યા પાદ, પૃથ્વીને રસ-પાટલે:
પયગમ્બર પ્રભુ કેરા પધાર્યા બે પછી ગૃહે.
દિનનાં કાર્ય આરોપી વાનપ્રસ્થ અનુભવું,
ખાટમાં કામ આવે ત્યાં સંન્યાસી હું બની રહું.
વર્ણાશ્રમતણા આમ બધા હું ધર્મ પાળતો,
જાળવવા મથું નિત્યે આર્યસંસ્કૃતિ વારસો.

અગ્નિને મોદ અર્પન્તું દ્રવ્ય અર્પન્તું વૈદ્યને
વ્હાલાંને અર્પતું ચિંતા, મને પીડા સમર્પતું,
પૃથ્વી યે ખેંચતી જેને બહુ જોર થકી નહિ,
ભારહીણું મને એવું ઈશે શરીર આપિયું,
રોગ ને સ્વાસ્થ્યની નિત્યે રણભૂમિ બની રહ્યું,
એવું શરીર આ મારું, દવાઓથી ઘડાયલું.

સોટી ને શિક્ષકો કેરા શાળા માંહે સમાગમે
વિદ્યા ને વેદના બે મેં એક સાથે જ મેળવ્યાં.
મન કેળવવા માટે દેહ વિદ્યાલયે પૂર્યો,
મન કિન્તુ રહ્યું ના ત્યાં, બહારો ભટકી વળ્યું !

વિદ્યાને પામવા પહેલાં, અર્થનો વ્યય મેં કર્યો,
પછીથી અર્થને કાજે વિદ્યાવિક્રય આદર્યો.
ઘરમાં હોય ના કાંઈ, ક્ષુધા ત્યારે સતાવતી,
લથ્યું ભાણું નિહાળીને ભૂખ મારી મરી જતી.
વૃત્તિ મારી સદા એવી હોય તે ના ચહે કદી,
હોય ના તે સદા માગે, મળ્યે, માગ્યું ય ના ગમે !

સાહિત્ય સંગીત કલા વિષે મેં
ધરી રુચિ, કિન્તુ ન સિદ્ધિ આવી.
ગાઉં ન હું, કારણ માત્ર તેનું
આવે દયા કૈં સુણનાર કાનની.

કર્યું હતું એક જ વેળ જીવને
અપૂર્વ મેં નૃત્ય વિના પ્રયાસે,
હું એકદા માર્ગ પરે નિરાંતે,
ઉઘાડપાદે ફરતો હતો ત્યાં
અર્ધી બળેલી બીડી કોક મૂખે
ફેંકી હતી તે પર પાદ મૂક્યો.
અને પછી નૃત્ય કરી ઊઠ્યો જે,
તેવું હજી નૃત્ય કર્યું ન કોઈએ.
સાહિત્યની કંટકવાડ ભેદવા
કરે ગ્રહી કાતર કાવ્ય કેરી,
પાડી છીંડું નાનકું એક ત્યાં હું
પૂરો ઊભો; કાતર ફેંકી દીધી!
દેહ દાતણના જેવો, મન મર્કટના સમું
આત્મા કિન્તુ ગણું મારો વડો બ્રહ્માંડ જેવડો.
નાના રૂપ ધરી હું એમ ખિલવું માયામયી સૃષ્ટિને,
એવું એસ અનન્ત શાન્ત જગમાં દિક્કાલને કંદુકે.
હું ચૈતન્યચૂડામણિ સકલ આ બ્રહ્માંડ વ્યાપી રહ્યો,
જે દેખાય, સુણાય, થાય જગમાં, તે સર્વ મારા થકી.
કુંજે કોકિલ કૂજતી કલરવે તે નાદ મારો નકી.
નિદ્રાભંગ કરંત શ્વાન ભસતા, તે યે ક્રિયા માહરી
દાતા હું જ સુવર્ણચંદ્રકતણો. લેનાર યે હું જ છું.
હું કૂટસ્થ, અનન્ત બ્રહ્મ, મુજથી ના ભિન્ન સેગે કશું.
રજ્જુમાં સર્પની ભ્રાન્તિ થાય, તેમ તને મને,
મહાકપોતિ પરબ્રહ્મ દીસે જ્યોતીન્દ્ર હ. દવે!

# કળી

::

## જયમનગૌરી પાઠકજી

ધીરે ધીરે અનિલનકરે હાલતી ડોલતી હું,
પર્ણો સાથે કંઈ અવનવી ગોઠડી માંડતી હું,
ધીમાં મીઠી પરિમલ ફુલી મ્હાલતી લાડતી હું,
ત્યારે એ હા ! નિરવ મુખની ઉષ્ણ નિશ્વાસ એ હું !

ધીરે ધીરે કળી મટી કલાનાથની કો કલાએ,
ખીલી ક્યારે ? કયમ કરી ખીલી ? જાણતી ના જરાયે,
ત્યારે પાસે ભ્રમર ભમતા ગુંજતા કે ' ગમીઠું',
પર્ણો પૂરે અમીરસ ઉરે તો ય હા ! કેમ ઝૂરું ?

આવ્યો કો ફૂલઘેલો, જીવનરસભર્યો, સ્નેહભારે નમેલો,
લીધી આવી ઉપાડી નયનસૂચિ થકી આત્મદોરો પરોવ્યો,
જાદૂ એવા થયા કો, ઉભય પીગળીને એક સૂત્રે સમાયા,
તો યે હા ! બ્હેન આ ક્યાં ! નયન ભિંજવતા અશ્રુના બિન્દુઓ શા ?

# દેવનાં ધામ

::

જ્યોત્સ્ના શુક્લ

ધરતી ને આભના છેડા મળે ત્યાં,
દૃષ્ટિ અમીટ મારે રોપવી છે રે.

અંતર અમાપ એ દૃષ્ટિથી માપવાં,
આશાની પાંખ લઈ ઊડવાં છે રે.

સૂરજ તપે ને ધખે ધરતીની રેત આ,
નિર્જળ એ પન્થ મારે કાપવા છે રે,

લાંબો છે પન્થ નથી કેડી એ વાટમાં,
ડુંગર વેરાન મારે ખેડવા છે રે.

ઝીલડાવે સોક ને ઊતરે અંધાર ત્યાં
એકલ એ નામ લઈ જીવવાં છે રે,

આતમનો દીપ મારો ખેલે અનંતમાં,
દેવનાં એ ધામ મારે શોધવાં છે રે.

# અમર પંથમાં

::

## જીણાભાઈ દેસાઈ

બીડાયાં તેં નયન નમણાં મૃત્યુને શાન્ત ખોળે,
ડૂબ્યો આજે સ્વર મધુર તે ધન્ય અંકે ખગોળે!
કે' છે સૌ કે પ્રિય મુજ સખા—તે અરે! પ્રાણ મારો
રીસાઈને મુજ થકી સુતો, ના કદી જાગવાનો!

ઊડ્યો તે તો કનકવરણા વહ્નિ કેરા વિમાને,
ને પોઢ્યો જૈ અતલ નભના નીલઘેરે વિતાને!
મારી સાથે અહીં કદી ન તે આવશે ગાન ગાવા,
મારે કાજે જગ મહીં હવે વેદના, આંસુ, લ્હારા!

વ્હાલા મારા કયમ કરી કહે વાત એ સાચી માનું?
જ્યારે તારું વદન મધુરું નેત્ર મીચ્યે જ ભાળું!
કુંજે કુંજે કુસુમ કુસુમે તારકે પુંજ ભાનુ,
લ્હેરે તારી મૃદુ ઉર સુધા ગુંજતી ગીત છાનું!

પોઢ્યો તું? તો કયમ કરી કહે વિશ્વની વેલ ફાલે?
નક્કી તું ત્યાં અમર પથમાં વાટ મારી નિહાળે!

# કોણ રોકે !

::

ઝીણાભાઈ દેસાઈ

આ પૂનમની ચમકે ચાંદની,
એને કોણ રોકે ?
કાંઈ સાયર છલક્યો જાય
કે એને કોણ રોકે !
આ આષાઢી વરસે મેહુલો,
એને કોણ રોકે !
કાંઈ પૃથિવી પુલકિત થાય,
કે એને કોણ રોકે !
આ વસંતે ખીલતાં ફૂલડાં !
એને કોણ રોકે ?
કાંઈ ભમરા ગમ વિણ ગાય,
કે એને કોણ રોકે !
આ આંબે મ્હોરતી મંજરી,
એને કોણ રોકે !
કાંઈ કોકિલ ઘેલો થાય,
કે એને કોણ રોકે !
આ અંગે યૌવન પાંગરે,
એને કોણ રોકે !
કાંઈ ઉરમાં ઉર નહિ માય !—
કે એને કોણ રોકે !

# ગુપ્ત દીવો

::

સુંદરજી ગો. બેટાઈ

અનિલ—ઉરમાં સૌરભ વહે,
શિશુ—અધર જેવાં સ્મિત સ્ફુરે,
પ્રકાશે હર્ષન્તા રજનિહૃદયે તારક લસે,
સખી, મારે હૈયે સ્મરણધનુના રંગ વિલસે.

હૃદય હજી તો બાળક હતાં,
જીવનકલહો ના સમજતાં,
સખી, છાનાંછાનાં નયન મળતાં ઉલ્લસિત શાં
કંઈ એ ભીંજાતાં નવલ સ્મિત કેરી છલકમાં !

ઉરછલકના રંગ રસિયા,
નવ ભભકથી આંગણું હસ્યાં;
સખી, એવું છાનું કંઇ કંઇ થયું જીવન વિશે,
અને દીવે દીવો પ્રગટિત થયો અંતર વિશે.

કંઇક વરસો એ વહી ગયાં,
વિષમ વિઘટંબો કંઇ સહ્યાં,
અજાણ્યા મેઘોમાં કંઇક ખમિયા વીજઝબકા,
અને ઝંઝાવાતો દિશ દિશ થકી શા ઉલટિયા !
પરંતુ ઝંખાયા નહિ નહિ જ દીપો પ્રગટિયા.

કઇ કઇ થશે કાલજલમા
અનુભવ વિવર્તી અવનવા,

અજાણ્યા તોફાનો કઇક વણખેડી સફરના
લખ્યા મારે તારે હજી અધિક હોશે વટવવા,
ભલે, છો બૂઝાતા ગગન ઘમસાણે ઉડુગણો—
સખી, મારો તારો યદિ ગુપત દીવો લખનખે

# પખાળો ઘોડો

:"

સુંદરજી ગો. બેટાઈ

પખાળા ઘોડા, ગ. રે કૂદીને ક્યાં ઊડિયા હોજી ?
જરિયે કીધ ન ખોખાર,
મૂકી પછાડી અસવાર
કીધા અજાણ્યા પસાર,
પખાળા ઘોડા ગ. રે કૂદીને ક્યાં સંચર્યો હોજી ?
તોડી દીધા નવએ નેક
છોડી દીધા સઘળા ટેક,
આડા આંકી દીધા છેક,
પખાળા ઘોડા, ગઢ રે ભાંગીને ક્યાં પરવર્યો હોજી ?
પખાળા ઘોડા, ક્યાં રે અગોચર ઊપડ્યા હોજી ?
સૂની મૂકી તૃષ્ણાનાર,
શીળા આશાના તુષાર,
સૌને કરીને ખુવાર,
ખુલ્લાં મૂકી નવે દ્વાર,
પખાળા ઘોડા ક્યા રે મુલક તને સાંભર્યો હોજી

# પ્રવાસ

::

## બાદરાયણ

ઝરમર ઝરમર વરસે મેઘલ ધાર
આકાશે અજવાળાં ક્યાંથી સાંપડે ?
ઝરમર ઝરમર વરસે આંસુધાર
અંતરનાં અજવાળા ક્યાથી સાપડે ?
અંધારા ગરજંતા આજે તેજ બધા ઢોળાયાં;
શોકજેનનાં પૂર ઉમટતાં અંતરનાં જળ ડૂબ્યાં;
ઝબકે ઝબકે વીજલના ચમકાર
એવા રે અજવાળે મારગ કાપવા;
ગરજે ગરજે ઘનના દળ વિકરાળ
વીજલને અજવાળે મારગ કાપવા.
જવું કેટલું દૂર સમજ ના પડે તો ય જાવાનુ,
અહીં સમીપ ન ધામ દામ કો વિરામ જરી પાવાનુ;
ડગલે ડગલે મારગ લાંબો થાય,
કાંટા ને કકરને મારે ખૂદવા,
પગલે પગલે નમી જતા મુજ પાય
વણુ અજવાળે મારે મારગ કાપવા

# આવજે તું

::

ઇન્દુલાલ ગાંધી

તારી આશાને છાયે જે કોઈ બેસે
એને હરિ, સંભાળજે તું
કોઈ અબોનતણી કઠવેણમાં
– લાખ લાખ સૂરે વાગજે તું.
કામળી ઓઢી ને તારે આવવું જ હોય તો
વાસળીને ભેળી લાવજે તું,
સપના વિહોણી કોઈ અણજંપી રાતની
સૂની નીંદરડીમાં આવજે તું
થાકેલી નદીઓ કેરા નીંદરતા નીરને
મધરાતે ઝબકાવજે તું,
આકરા ઉનાળાની વેળુના તાપને
શિયાળુ ગીત ગવડાવજે તું.
પાંખોમાં પાંખ મૂકી ઊડતી વાદળીમાં
વીજળીને ચમકાવજે તું
આંખડી બંધ છતાં અજવાળું શોધવા
લાકડી બનીને બાપુ, આવજે તું

# હુન્નરનો પુલ

::

'પતીલ'

બાંધીએ પુલ આપણે દરિયા ઉપર અરમાનના,
થાંભલા નાખી હુનરના, કેડી પત્થર હામના :

ચાલશે જે પર પ્રજાઓ આવતાં વર્ષો તણી,
દોડતાં વાહન હશે યા ખાસના ને આમના.

વસ્તુમાંથી એક સુંદર સો નવી નિપજાવીએ,
એવી કે પોતાની પાછળ જાય મૂકી નામના.

વારસોથી છે કલાના કો નહીં એહસાનમંદ ?
હો રહીશો ગ્રીસના યા રોમના કે શામના !

એકબેએ સ્વાદ જાણ્યો દ્રાક્ષ ને બાદામનો
તેથી છે આજે બગીચા દ્રાક્ષ ને બાદામના.

જેટલા સુખનો થવા ચાહે અરીસો, ઓ પતીલ,
તેટલા ટુકડા થવા દે જિંદગીના જામના !

# સ્વપ્નોને શોધવાં ક્યાં ?

::

## અમીદાસ કાણકિયા

આઘે એકાંત સ્થાને, ગહન વન વિષે, શાંતિમાં પર્ણઘેરી.
બેસી ગાજે ઘટામાં વિહગ ! મધુર તું ગાન પ્રેમાશ્રુભીનાં;
ઉલ્લાસે, મુક્ત હાસે, મુખરિત કરજે મંડપો માધવીના;
કેવું એ સ્વર્ગ તારું ! વિરલ સુખ દશા ઝંખું એવી અનેરી.

ગીતો તારાં પ્રમાદી જગ અવગણશે, મર્મ આઘાત થાશે,
બંધાશે બંધનોમાં; વિહગ ! વિવશતા કેમ એવી સહાશે ?
સ્વાનન્દે સર્વદા તું વસી નિજ નિલયે ગાન ગાજે અભંગ;
આ બાજુ આવજે. ના, નિરખ નભપટે રેલત ભવ્ય રંગ.

સંસારે શાંતિ ક્યાં છે ? કલહ કૃપણતા કારમી માનવીની !
આત્માની અભ્ર કાળાં કલુષિત કરતાં શુભ્ર કાંતિ શશી શી.
આશા ને ઊર્મિઓનો મુકુલિત મનનાં થંભતાં મૌનભારે;
સ્વપ્નોને શોધવાં ક્યાં જનનજલધિના ક્ષોભમાં પંખી ! મારે !

# શુભેચ્છકોને

::

રામપ્રસાદ શુક્લ

મને જો ચાહો તો વિશદ ઝરણાં જેમ વહવા
દિયો, છૂટું મૂકો સમદર વિશે નાવ તરતું.

પસારી પાંખો વા વિહગ ઉડવા દ્યો વિયતમાં,
પ્રફુલ્લેલાં પુષ્પે પરિમલ ભલે આપ પ્રગટે.
ફસાવા દ્યો; શક્તિ પ્રગટી ઊઠશે જાતબળથી,
ઝરાને સિંધુથી અચિત કરી દેશે, સમદરો,
તરી જાશે હોડી, સુમનસુરભિને વહી વહી,
ભરી દેશે તાજી અનિલલહરીને વનવને.

પરામા આધારે ગિરિશિખરટોચે પગ દઈ
નિહાળું સૃષ્ટિના સમદર ભલે સાત ગરવા,
રસેલી વા હેમે અલકનગરી દીપ્તિસભર.
મને એથી વહાલું ડગલું ભરવું એક વિકટ,
પ્રયત્ને પોતાનાં તસુભર જમીનેય જીતવી;
ભલે સ્વલ્પક્ષેત્રે ભુજબળથકી સિદ્ધિ વરવી.

# જવા પૂર્વે

::

## સુન્દરમ્

બુઝાવાની પૂર્વે અધિક ઉજળો દીપક બળે,
ડૂબી જાના પૂર્વે અધિકતર સંધ્યા ઝળહળે,
ખરી જાવા પૂર્વે દલ કુસુમના સૌ ખીલી રહે,
સરી જાવા પૂર્વે પ્રણય તત શું આજ ઉભરે !
મને ના અંતોનું દરદ કદી યે, અંત ગહુનો
મને બાળેઝાળે અહ ભભક જાવા પુરવની.

અજાણ્યે આવીને ઉર સરી, ઠરી ઠામ જ કરી
રહી ગૈ માન્યું મેં, ક્ષણિક વસનારી તું અહીંની—
પ્રવાસી બીજેની વિસરી, મન ભીથી ઘરતણા
દીધા ચાકીખૂંડા, તું પણ નિજ જાવાનું સમરી
બધું માણી લેવા તતપર બની, ને ભવનમાં
કશી છૂટે હાથે ઝળઝળઝળા રોશની કરી !

ગઈ ! જાવા પૂર્વે પણ બધુ બુઝાવી ગઈ હતે
ધીરે ધીરે, તો તો ઘરમહીં ન હોળી સળગતે !

# પૂલના થાંભલાઓ

::

## સુન્દરમ્

અમે ઉપવને ઉગ્યા, જળભર્યો, કથ્યા કાવ્યમાં,
સુકોમળ સુચારુસ્પર્શ, કદલી તણા સ્થંભ ના
ન વા ભવનઓટલે — લઘુક માળ બેચારનો
શિરે ધરત ભાર પૂતળીમઢ્યા વળી થાંભલા.

ન મસ્જિદ મહીં અનેક મળી એક ધાણું ધરી
શિરે મસણુ ગાદલા સમું ઉભેલ સ્થંભો ઘણા;
ન વા દ્રવિડ—દેશ—મંદિર વિષે મૃદુ મંડપો,
મહીં નખશિખાન્ત કામ્ય કનદેહ સ્થંભો અમે;

અમે ન ગિરિઅંગથી ખણીખુની ગુફાઓ વિષે
ઊભા અસલરૂપ નામ બસ સ્થંભનું ધારતા;
ન કે શિર પરે જ ભાર ધરી માત્ર નિર્ભાર આ
મહા નભ તણો — તથા વિલય ક્યારના યે થયા
જનો 'મરની કીર્તિનો — અચલ કીર્તિસ્થંભો અમે.

અમે અગણ સ્થંભસૃષ્ટિ મહીં કો અનોખા સદા;
કુટયા જલ સુધી નથી, જડી લીધેલ કે ખાંભીએ
નથી, ખડકોથી ખણેલ નહિ, કે ધરાપૃષ્ઠમા
જરાક ધરબાઈ આ અચલ શા ઉભેલા અમે.
અમે સરલતા તણા નહિ ઉપાસકો એહવા !

સુચંચલ પ્રવાહમાં અચલતા તણી સાધના
અમારી: અતિ આર્દ્ર કોમલ સ્વરૂપનાં નીરની
અકોમલ કઠોરતા સહ જમાવી સંઘટ્ટના
અમે ઉતરતા ઊંડે, તરલ વારિ—ઓઘો તણા
વહી જત છતાં સદા ટકત ઉગ્ર આઘાતની
પછીત પર રેકવી ડગ જલોની નીચે વરવા !

સુપંક મહીં યે અકંપ ડગલે ધીરે ઊતરી
અને પછી કઠોર કૈં પડ ધરા તણાં વીંધતા
જઈ, મથીમથી મહા તસુતસુ જ ઊંડે જતા
અને અતલમાં ખુંતી સ્થિર થતા જ પાતાલમાં.
ચડી ઉતરવાનું ના સરલતાથી સંધાડ પે,
ન કે તન સજાવવાનું મૃદુતાભર્યો ટાંકણે;

પરંતુ ઉદરે ભરી પથર રેત સીસાં કંઈ
રહેવું બની ભીમના અચલ પાય જેવા સદા,
કણેકણ રચાવું, અંગ પ્રતિ અંગ સંધાડવાં
અને રિવટની નસેનસ સિવાઈ જાવું બધે !

અમારું વ્રત ઉગ્ર, એકલતણી નિરાંતો તજી
ફરેફર ભિડાવી નિત્ય અવિયોજ્ય યુગ્મો બની,
કતાર મહીં થૈ ખડા, મગજ સંકળાવી બધાં,
તજી અલગતા, અડોઅડ—સદૂર તો યે—થવું
અને ધરતીભારને વહત શેષ શો વિસ્તૃત
પ્રલંબ શિર ધારવો બૃહદ પુલ દુર્ભાર કો !

પરાર્ધ ટન ઓજ શીશ, પગમાં પરાર્ધાશ્વનાં
પ્રચંડ વહેનોની ચૂક, ઉભયો મહીં સ્થૈર્યને
રહેવું નિત સાચવી, ન ખસવું, નહીં કંપવું,
અખંડ જગની સમસ્ત ગતિઓની ' ગંગને
રહી જ ઝિલવી જટા મહી અનેક થૈ શંકર !

અહી જનપદોની હેડ અમ નિત્ય ચર્મી છતાં
અમે વિજનમાં વસ્યા; અમ પરે ન આખો પડે
અમે પર પસાર થૈ જ્ત તણી; અમોને નહિ
મનુષ્યકરસ્પર્શ, ના વિરહિણી અઢેલી ઉભે,
રમે ન શિશુ સાથ, ના દગ ઢળે કલાભક્તનાં,
ન તૈલરસમર્દનો, કુસુમગંધનાં અર્ચનો !

અહી છ ધમમાણુ નિત્ય, જલઓઘ ગાડા થઈ
ધસી ઉમટતા સુદૂર થકી સૈન્ય ટોળાં લઈ;
અહી મકરદંષ્ટ્ર ને જળચરોની જિહ્વા—ચુમી,
તુટેલ તટમાટી—મર્દન, તણાયલા વૃક્ષની
સુકંટકની અર્ચના જ; અહી પાળ થાતી વળી
મુવેલ પશુઓની, ને વમળની ઘણી વતરી
અહી નરતતી, પરંતુ દૃઢપાદ ઊભા અમે
ગણો શું શિવના ભયાનક ભૂતાનળોને વિષે !

અમારી સહુ સાધના અચલતાની, ઊંડાણુની,
જગદ્ભર ઉદાવ કેરી; અમ બંધુઓની મૃદુ

સુકોમલ સુરમ્ય જીવનકલા અમારે નહીં
ખપે, પરમતોપ આ જળ વિશે સદાના ખડા
તપશ્ચરણમાં, બધી સફલતા અમ રે અહીં
અનસ્ત અફળાટમાં, સરલ, સૌ ખુણાખાચથી
વિમુક્ત અમ અંગ, ભંગ નહિ કામિની કાય શા,
અમે પરમ દાઢ્ય઼ર્પૂર્ણ, જગ કેરી તોતીંગતા
ઉતારી અમમાં, ખડા પરમ વિશ્વચાંચલ્યના
તલે અતલમાં, અનંત પુરુષાર્થી તે ઇન્દ્રના
બરાડી નખ બાઝિયા અતુન વજ્રના આગળ !

# વિરાટની પગલી

::

## સુન્દરમ્

મારે આતમને આવાસ પ્રભુ તારી પગલી પડે,
મારા અંતરઆંગણુ માહ્ય મગન કેરી આંધી ચડે.

વાળી ઝૂડી મેં મંદિર સાફ કર્યાં,
બારીબારીએ તોરણ ફૂલ ભર્યાં,
તારાં આસન સૂનાં મેં ખડે ધર્યાં,

મીટ માંડી હું બારણિયે ઊભી તારાં પંથ લહું,
સૂના પંથ ને આસનિયાં સૂનાંસૂનાં જોઈ રહું.

એને કુંડળ કાનમહીં લળકે,
એનું અંબર શું ચપળા ચમકે,
શીળા શુક્ર સમુ એનું મો મલકે,

માથે મોરમુગટડો ને હાથે એને બંસી હશે,
તારી મૂરત એવી રે વારેવારે મન વસે.

ઘેરી સાઝતણા પડદા ઊતર્યાં,
ધૂપદીપના તેજ સુગંધ મટ્યા,
તારા આવ્યાના ના પડઘા ય પડ્યા,

થાકી આંખ મીંચાતી રે કાયા ઢળે ઊંબર પે,
મન પૂછે અધીરું રે પ્રભુ શું ન આવે હવે?

કાળી રાત ચઢી સમરાંગણમાં,
તારા—ફૂલ સુકાયાં શું કો રણમાં,
ઘન ઘોર ચઢ્યાં મગ્ન શું ધણમાં,

ઝુંડ વાયુનાં વાનાં રે ધસે મારે આંગણિયે
'હું છું આવ્યો રે' ગાજે કોઈ બારણિયે

મારી આંખ ખુલે શમણું શું લહે
કોણ આવ્યું હશે મન શોચી રહે
ત્યાં તો 'આ યો છું આજ હું તારે ગૃહે'

ફરી સાદ એ ગાજે રે છળ્યું મારું મન ફફે,
શું એ સાચે જ આવ્યા કે ઊંડે મને પ્રશ્ન હદે

'તારા મંદિરમાં કયમ પેસીશ હું ?
તારે આસનિયે કયમ બેસીશ હું ?
તારા ભોજનથી શે ધરાઇશ હું ?

ખખડાટ હસી પૂછે સવાલ કો સામુ ઊભી,
કોઈ મૂર્તિ વિરાટની શું રહી નભભાન ચૂમી

ઘનશ્યામતણાં તન વસ્ત્ર ધર્યાં,
મોઢે તેજતરંગ ઊષાનાં ભરી,
ધૂમકેતુનાં કુંડળ કાને ધર્યાં,

સ્વર્ગગંગાની માળા રે મેરુતણી હાથે છડી,
માથે આભનો ઘુમ્મટ રે આ તે કોની મૂર્તિ ખડી ?

પ્રભુ, મંદિરનાં મેદાન કરું,
હૈયું ચીરી તારાં તહીં પાય ધરું,
તારે થાળ મારું બધું હોમ્યું ભરું,

પ્રભુ, કાયાની કંથા રે બિછાવું હું પંથ મહીં,
ભલે રુદ્રરૂપે આવ્યા રે સ્વીકારીશ તો ય સહી.

ખોલી અંતરના ગઢ જોઈ રહું,
વજ્રાઘાતની પળપળ વાટ લહું,
ત્યાં તો વીતકની કશી વાત કહું ?

પેલી મૂર્તિ વિરાટ મટી અંગુલ શી સાવ થઈ,
સરી અંતરને આગાર ઝળાહળ જ્યોત રહી.

મારે આતમને આવાસ પ્રભુ તારી પગલી પડે,
મારા અંતરઆંગણુમાં ય મગન ફેરી આધી ચડે.

# તારી સ્મૃતિ

::

### મનસુખલાલ ઝવેરી

જાણું છું કે પ્રણય નથી કૈં જીવને સાર એક,
ને બીજુયે ઘણુંય કરવાનું અહીં છે મનુષ્યે;
ધંધોધાપો, કુટુંબ, નગર ને રાજ્યનાં ભિન્ન ભિન્ન
કર્તવ્યો સૌ જિવતર લગી આહિ એવાં જડાયા
કે છોડ્યો ના કદિય છૂટતો એમનો ગ્રન્થિબન્ધ;
એ તો થાતો દૃઢ વધુ, મથું છોડવા જેમ જેમ.

કિન્તુ, તારી સ્મૃતિ મુજ ઉરે જે પળે વ્હાલી! જાગે
(ને એવી તો પળ કઈ જ રે! જાગતી એ ન જ્યારે?)
ત્યારે મારું સરી સહુ પડે તત્ત્વનું રૂપ ખર્ચ્ચું ને
વ્યાપી રે'તી હૃદય ભરીને તારી સ્નેહચ્છવિનો
ઝીલું છું તો મુદિત મનથી પ્રાણપૂર્ણ પ્રકાશ.

ને જે રીતે રવિકિરણનો સ્પર્શ થાતાં ઘડીમાં
ગાઢો ઘેરો ધુમસપડદો ઊપડે ને તરી રહે
આંખો પાસે અભિનવલ કો સૃષ્ટિસોહાગલીલા,
—આછી લ્હેરે ફરફર થતી કેસરી રૂપળે જ્યાં
પૃથ્વી કેરી પ્રકટિત થતી ફાલ્ગુની ચેતના; ને

ઝાઝું ઝાઝું મલકી પડતાં પુષ્પના પુંજપુંજે
લ્હેરંતું જ્યાં હરિવરતણું હાસ્ય રંગે ઉમંગે;
દૂરે દૂરે ક્ષિતિજની કને ભૂખરી અદ્રિમાળા,
ઊડી ખાણો, અલસ રસળે વાદળીવૃન્દ જેમાં,
ઊંચે નીલું નભ ગહન; ને પંખીનું મુક્ત ગાનઃ
પામે જાણે ભવ ભવ ભમી શાન્તિનું તીર્થ પ્રાણ—

તેવી રીતે તુજ સ્મૃતિતણા સ્પર્શથી વ્હાલી! મારા
ગાઢા ઘેરા ધુમસપડદા ઊપડે ચિત્ત કેરા,
ને સોહાગી અભિનવ તરે સૃષ્ટિનું ચિત્ર એક,
જ્યાં આત્માની અધુરપ નહિ, ના અજંપો, ન ક્લેશ.
ને એવો તો સ્ફુરી તહિં રહે પ્રાણ સૌંદર્ય કેરો
કે લ્હેરતો ચહુ દિશ લહું અબ્ધિ હું પૂર્ણનો, ને
એ સૌંદર્યે જગતતણું સર્વસ્વ મારું સમાતું,
ને કર્તવ્યો વિધવિધતણું ત્યાં હું નિર્વાણ ન્હાળું.

# ગિરનાર

::

## મનસુખલાલ ઝવેરી

તારે શિરે ન ઝળકે હિમના કિરીટો,
વા અપ્સરાગણ તણી અમરાપુરીનો
ધારા સુવર્ણ નિજ કંકણની ઘસીને
ધારામુખે, નહિ ઉડાડી રહ્યો ફુવારા.

ઉત્તુંગતા નહિ તને નગરાજકેરી
દૈવે સમર્પી; નહિ ભવ્યવિશાલ કાયે
તું માનદંડ બનિયો છ વસુધરાનો,
રત્નૌષધો પણ તણો નહિ તું ખજાનો.

સૌરાષ્ટ્રભૂમિ મુજ તો ય ધરી રહ્યો તું,
નાનો છતા ય કણ એક અનન્તતાનો,
ને માનવી લઘુકની મુજ કાય પાસે
તારૂં સ્વરૂપ ગિરિરાજ ! વિરાટ ભાસે.

*   *

પ્હેલા ય હું તુજ કને ગિરિ ! આવિયો'તો
રોપ્યા હતા તુજ શિરે, લઘુ પાય મારા,
ઘૂમ્યો હતો ગહન હું તવ કન્દરામાં,
પીધા હતા સલિલ મેં તુજ નિર્ઝરોના.

રે એ દિનો! જગ હતું સુખસ્વપ્ન ત્યારે,
પૃથ્વી સમસ્ત પુરુષાર્થની રંગભોમઃ
ત્યારે પરાજય બધા જ પચાવવાની
મારે હતી અજબ કો ઉરમાં ખુમારી.

ને જીવને ઉછળતા ભરતી–પ્રવાહે
હૈયું લસી મુજ રહ્યું હતું કાવ્યલીનું;
સૌંદર્ય, સત્પ્રણય ને સમતાતણું ત્યાં
ગુંજી રહ્યું હતું સુમંગલ ગીત ચારુ.

ને આજ હું તત્ર પદે ફરી વાર આવું;
રે ! કિન્તુ શો ગિરિ! વિપર્યય કાલકેરો ?
કૌમાર કોડભર્યું ક્યાં ય ગયું વિલાઈ,
ને યૌવને ય નિરખું અત્ર ઓટ થાતી.

હૈયે કથા નથી મનોરથની રસીલી;
છે કિન્તુ એ અબળ દાસ્યની, દીનતાની,
નૈષ્ફલ્યથી, છળની, દ્રોહ પ્રપંચકેરી,
વૈફલ્યની, વિરહકેરી, વિરૂપતાની.

મારું ગયું બદલી સર્વ : ન પુત્રકેરો
પ્રાણ સ્ફુરે હૃદય કે મુજ ઇંદ્રિયોમાં;
ને આ અહીં તુજ સ્વરૂપ યદા નિહાળું,
ત્યારે ન ભાળું પરિવર્તન કાંઈ એમાં !

*

આ એ જ પેલી પગથીતણી હાર શ્રીણી,
ને એ જ 'વાઘુ' ધ્રુજ વાદળસંગ પેલી,
અર્ધી નમેલ પણુ આ ખડકે ય પેલો,
જેને પવિત્ર કર રાણકને અડેલો

ને આ ગુફા, ખડક ભૈરવનો ય આ, ને
અબાજી, ગોરખ, બિહીપણુ કાલિકા ને
એકાકી ટૂક ગુરૂ દત્તની ઉચ્ચ ને આ
સૌંદર્યધામ તવ ચોદિશ વિસ્તરેલા

ને આ વનો નિબિડ, જ્યા વનરાજિ ખીલી
પીને અમી હૃદયના તવ ને પ્રતાપી,
લબાતી કાય, ઘનશ્યામળ છાય સેવે
નિશ્ચિત જ્યા મૃગપતિ, ચખ્ખ અર્ધાં મીચી

એનુ જ એ સહુ રહ્યુ અહી હુ નિહાળુ
ચ ભી અહી વહન શુ ગયુ કાલકેરુ ?
આ રમ્યરુદ્ર અથવા મૃદુભવ્ય રૂપ
દિક્કાલથી ગયુ બની ન શુ હોય મુક્ત !

આ રૂપ જે નિરખુ આજહુ તેજ ન્હાળ્યુ
ત્યારે ય મે હતુ, હશે નિરખ્યુ યુગોથી
રાગી, વિરાગી, અડબગ, કલદરોએ,
સેવ્યા શરણ્ય શિખરો ધ્રુજ અદ્રિ ! જેણે

* . *

આ શું યુગાન્તરની સંસ્મૃતિઓ જગાડી
ઊભો રહ્યો અચલ! તેં શું હશે ન ભાળ્યું?
તેં ભેદી ભેદી થર દુર્ગમ કાલકેરા
ઊગી રહેલ ઇતિહાસનું રૂપ ન્હાળ્યું.

ઝંઝાનિલો, વનદવો, ઘનવજ્રપાતો,
વિદ્યુચ્છટા કડકતી, વસમી ઝડીઓ,
ભૂકમ્પના પ્રલયવાહક કારડાઓ:
શું શું ન ઝીરવ્યું હશે! ગિરિ! જીવને તેં!

ને તેં હશે તુમુલ ક્રાન્તિતુફાન જોયાં,
વંટોળ ધર્મ, ધન, રાજ્ય, સમાજકેરા;
સામ્રાજ્યના ઉદયઅસ્ત નિહાળિયા, ને
તેમાં વસેલી નિરખી અમર પ્રભાને.

ને દૂર દૂર નિધિતીર પરે, પ્રભાસે
તેં યાદવી નિરખી ઘોર હશે રમાતી.
ન્હાળી હશે પરમ પુરુષ કૃષ્ણકેરી
જ્યોતિ ભળી જતી અનન્ત જ જ્યોતિમાં તેં.

તેં વૈષ્ણવોની પરમાત્મપ્રપત્તિ ભાળી,
જૈનોની તેં નિરખી સ્નેહમયી અમારિ;
ઈસ્લામકેરી સુણી બાંગ બુલંદ તેં; ને
બૌદ્ધસ્મૃતિ તવ પદે ધરી છે અશોકે.

ન્હાવ્યાં હશે નયન પ્રોજ્જ્વલ તે સતીનાં,
વીર્યત્વ શુદ્ધ, છળમાહિં વિલાયું જ્યારે,
ને એ નિનામ તુજ ઉન્નત છોડી ચાલી
ભોગાવહે અનલચુંદડી ઓઢવાને

ન્હાળ્યો હશે ભરથરી ભવતાપખિન્ન
ઢીલા પદે તવ કને ગિરિ ! આવતો તે,
એના હતાશ ઉરને તવ મુક્તિપ્રાણે
ફોળાવવા, મણુ અસહ્ય રુઝાવવાને.

ને તે હશે નિરખી માનવની મહેચ્છા,
ઉચ્ચાવિશુદ્ધિ, શુચિ સ્વાર્પણ કેરી ગાથા,
એના પ્રયત્ન, પુરુષાર્થ, પરાજયો ને
અન્તર્વ્યથા, જીવનની કવિતા ય એની.

* *

ને તો ય કો ગહન મૌન ધરી ગભીર
તાટસ્થ્ય તું યુગયુગાન્તરથી નિષેવે,
તું જીવનોત્ક્રમતણો ચિરકાળ સાક્ષી
વૃદ્ધિક્ષયે વિલસતા જગતને નિહાળે

ત્યારે પડી શી જગની ? જગક્રાન્તિઓની ?
ત્યારે શું ભર્તૃહરિ જો નિજ રાજ્ય ત્યાગે ?
વા આ ય કોઈ તુજ ભૈરવ શૃંગથી જો
નીચે પડી નિજ તજે તન રાજ્યકાજે ?

દામ્પત્યનું અમૃત ચાબુક આપતી ને
દામ્પત્યનું ગરલ ભર્તૃહરિ બતાવે;
તું તો રહ્યો ઉભયમાં સમદૃષ્ટિ રાખી,
ઔદાર્યથી ઉભયને તુજ હૂંફ આપી.

તારે ન દ્વેષ્ય, નહિ વા પ્રિય કોઈ વિશ્વે;
તારે ન શોક, નહિ હર્ષ, વિરાગ, રાગ;
તું તો અલિપ્ત તવ આતમપાંદડીને
રાખી રહ્યો ભવજલાર્ણવના તુફાને.

*                    *

ને રંક હું મનુજ શીર્ણવિશીર્ણ હૈયે
આજે ફરી તુજ કને ગિરિરાજ ! આવું :
મારાં બધાં સ્વપનનાં અવશિષ્ટ ભસ્મ,
મારા પરાજય બધા તુજને ધરાવું.

ને પ્રાર્થું : એક કણી દે તુજ પ્રાણકેરી
જેથી રહે ઝળહળી મુજ આયુકેડી;
ને દૃષ્ટિ દિવ્ય કરુણાભર તુંથી પામી,
ન્હાળી સનાતન રહું ધુન, શોક વામી.

# આજે આખો દિવસ......

::

ગુલાબદાસ બ્રોકર

આજે આખો દિવસ ઉદધિ ઊછળી ગર્જતો'તો,
શેના ગીતો રટણ કરતો એ હું ના જાણતો'તો,
કિન્તુ મારું હૃદય સહુ એના ઉછાળે ઉછાળે
ઊંચે નીચે ઉછળી રટતું ગીત તારાં, સુગાયે'

આજે આખો દિવસ નભથી વારિની વૃષ્ટિ રેલી,
પૃથ્વી હૈયે ઉમગી, ઉછળી તેથી સૌંદર્યહેલી,
આવિર્ભાવો જડ, રસભર્યો કે હશે એ, ન જાણું,
તારી હૈયે પણ પ્રતિપળે સ્નેહની વૃષ્ટિ માણું.

આજે આખો દિવસ રવિને મેઘના જૂથજૂથો
ઘેરી, વીંટી, ફરી ફરી ગયા સાત, મૂકે ન છૂટો,
તેના વ્હાલી, તવ સ્મૃતિતણા જૂથ હૈયે ફરે છે,
પેલા આકસ્મિક કદિ હશે હેજ આ તો સવે છે

આજે આખો દિવસ ..
દિન ને વાત શી રાત્રિઓની
માસો, વર્ષો, જિવનભરની, જન્મજન્માંતરોની?
આવી જાશે નિયતિક્રમથી પૃથ્વીની કારવાન
તારો મારો પ્રણય લસશે ત્યાં સુધી પ્રાણવાન.

## પુણ્ય સ્હવાર

::

રમણ વકીલ

જુગજુગ તારે ગોખ મૂકાયા
  દીવડા જ્ઞાનતણા રે 'અપાર,
તો ય શેં માનવ! હૈયે તારે
  ઘોર હજી ઘોરે અંધાર?

જુગજુગ તારે આંગણ ઊતર્યાં
  દેવગણોના થોક અપાર,
ઉજ્જડ વગડે મારગ આંક્યા
  તો ય તું ભટકે કેમ અસાર?

જુગજુગ તારે દ્વાર ધરાયા
  ઈસુ સરીખા ભોગ અપાર,
તો ય હજી હૈયે બળતી શેં
  હિંસાકેરી ભીષણ ઝાળ?

જુગજુગ તારે અંતર વરસી
  માનવતા કેરી અમીધાર,
તો ય હજી શેં ના હોલાયે
  આંખતણા આ દ્વેષ-અંગાર?

ક્યારે તારે આંગણ ઝળકશે
જ્ઞાનતણો એ તેજ અંબાર ?
ક્યારે તારે ઉરથી ફૂટશે
માનવતાની શીતળ ધાર ?
જુગજુગ કેરા ધારણ ફેડી
ઉગશે ક્યારે પુણ્ય સવાર ?

# તાદાત્મ્ય

::

## પુષ્પા વકીલ

તજી નગરના મહા ભયભરેલ કોલાહલો,
વસ્યાં વિજનસ્થાનમાં પ્રકૃતિમાતના અંકમાં;
જહીં અનિલ આવતો સુરભિ રમ્ય સંગે લઈ
શરીર–પરિતાપને શીતલ સ્પર્શથી હારતો.

અહીં અભય થૈ રહી જીવનગાન આલાપતાં
બધાં પ્રકૃતિતત્વ આ અવનવા સુખે હીંચતાં.
પરિભ્રમણકાજ ને અવનવા સ્થલે મ્હાલવા
મને પળપળે થતા જ અભિલાષ ઉલ્લાસના.

સખે ! સકળ સત્વથી પ્રસરતાં મહા ગાન કૈં.
કહે, નગરમાં કદા અનુભવાય આહ્લાદ આ ?
ઉરે પ્રબલ વાંછના જીવન આ સ્થળે ગાળવા
ઉઠે, નગરની બધી અનલશી ઉપાધિ હરે.

સ્વભાવથી જ રમ્ય જો પ્રકૃતિસંગ, તાદાત્મ્ય તો
કહે કયમ ન સાધવું, ભય ઉપાધિ સૌ ટાળતાં ?
બનો નિલયસ્થાન આ ઉભયનું, ટળો ભાર સૌ,
અનંત દિન આ થજો, મરણ કાલનું યે થજો !

# પિરામિડ

::

## રમણલાલ સોની

કોની રે! સ્મૃતિ આ પિરામિડ વિષે ? કોના યશોગાન, વા
કોની રે! અહીં અંકિત ભીષણ ઊભી ત્રિશૂળ શી વ્યોમને
વીંધી ? રાજની શ્રીમંતના મળી સૂતા એની સ્મૃતિ છે શું આ ?
કે પૃથ્વી પર ઉચ્ચ માનવીની શું બુદ્ધિતણી સૂક્ષ્મતા
સ્તૂપાકાર ઉમેદ આહીં ? સ્મૃતિ વા આ હોય સામર્થ્યની
કે સત્તા તણી—જેહના બીજ થકી ઊગી ગુનામી અહીં ?

ના રે ના સ્મૃતિ આ પુરાણ–સમયે જે જીવતા માનવી
તેની, કે નહિ બુદ્ધિની જયકથા, ના વા ગુનામી તણી
ગાથા આહીં ઊભી શિલારૂપ સજી, ના આયુધો અસ્ત્રની—
જૂની સંસ્કૃતિની, પુરાણ યુગની આ ભેટ એ વિશ્વને !

કિંતુ માનવ માત્ર, જીવ સઘળા, વૃક્ષો, નદી, પર્વતો,
પૃથ્વી ને ગ્રહ ગોળ સર્વ વશ છે એવા મહાકાળની
આ તો છે મનુબુદ્ધિએ સ્તુતિ રચી, ગાતા યશોગાન કે
'ઓ તું કાળ કૃપાળ ! બે પળ મને જીવી જવા દે જરી !'

# સ્મૃતિઘેલાંને

::

મુરલિ ઠાકુર

ગણ્યો પોતાનો તો પ્રિયજન હવેથી વિસરજે,
સખી કો કાળે તો પ્રિય નવ કદી યાદ કરજે;
ભલાં સ્વપ્નો તેનું સ્મરણ નવ પાછું કદિ થજો,
રહી આઘાં આઘાં ઉભય દિલભાવો લય થજો.

નથી આ સૃષ્ટિમાં જીવન જન કો'નાં નિરમિયાં
ફૂલોની શય્યામાં સુખરૂપ સદાયે વિહરવાં.
વિયોગે શાન્તિ છે; વિકટ કયમ તેને પદ કહું ?
પ્રીતિતત્ત્વો શામ્યાં નવ કદિ ભલે વ્યક્ત બનતાં.

મળ્યા આત્મા છો હો, નવ કદિ સખે તું ય સ્મરજે;
છૂટયાં તે હૈયાંને નવ જરી હવે યાદ કરજે,
જુદા રહેવામાં યે ઉર અખુટ આનંદ લૂંટશે.
સ્મૃતિઘેલા જેવો પ્રિય નવ કદિ તું બની જજે,
મને સંભારી ના મધુર પળ કો ક્લિષ્ટ કરજે;

ભલે તેં કલ્પેલાં મૃદુલ સુખ સૌ યે શમી જતાં,
ગયાં સ્વપ્નો, તો એ સ્મરણ પણ છો ને શમી જતાં.

પ્રિય સોડ મહીં સુતાં સુનાં
સુણતાં ગાન પ્રભાત પંખીનાં,
ફરકે સ્મિતમાધુરી મુખે
સુખની વા સ્વપ્નાંની કો કહે ?

# મેહુલા

:

## સ્વપ્નસ્થ

ઝબે છે ભોમ પાણી પાણી ઓ, મેહુલા!
ઝબે છે ભોમ પાણી પાણી;
તુંને શું આગ એ અજાણી? ઓ, મેહુલા!

મેલા આકાશ, જાણે મૃત્યુની પીળુ ખડી,
સૂરજની ચેહ ત્યાં ચેતાણી, ઓ, મેહુલા!
હજીયે ખડા ના ખેંચાણી? ઓ, મેહુલા!

દુખ્યા છે વાયરા ને રુંધી રતૂમણી,
મેલી દિશાઉં ધૂંધવાણી — ઓ, મેહુલા!
તોયે ના આરજૂ કળાણી? ઓ, મેહુલા!

ઉજ્જડ ટીંબાની વાવ ખાલી બેકાર પડી,
સીમે આ શોકસોડ તાણી—ઓ, મેહુલા!
તોયે ન પ્યાસ પરખાણી? ઓ, મેહુલા!

ભાંભરતા બેસ ગાય, પંખી ચૂપચૂપ જોય,
સાચો ઉઘાડી બિડાણી. ઓ, મેહુલા!
જાગી ન જિંદગીની વાણી! ઓ, મેહુલા!

મારી માનવની આંખ જોતી ક્ષિતિજે કરાળ,
તારી ના એક રે એંધાણી, ઓ મેહુલા!
તારી કાં એક ના એંધાણી!—ઓ મેહુલા!

# આજીવન ગાયકો

## રતિલાલ છાયા

ગાન અમે તો ગાશું,
ભાઈ! ગાન અમે તો ગાશું,
હૈયે જ્યાં સુધી જપ વળે નહીં ત્યાં સુધી ગાનને ગાશું
—ગાન અમે તો ગાશું!

આશ ગુલાબી ને ભાવ સિન્દુરિયા મંગલ સૂરે ગાશું,
આડવે ઝૂલતા બે હૈયાની વાંસળી મધુરી વા'શું.
ભાવસુન્દર ના'શું!
ભાઈ! ભાવસુન્દર નાશું!
—ગાન અમે તો ગાશું!

કોઈ સૂતો હોય નિંદ ચોપાસે ફેરવી આડું પાસું,
પ્રાત સમે લઈ જોગી ભિખારી જાગૃતિ નાદે જાશું.
તેજઝરણમાં ધાશું!
ભાઈ! તેજઝરણમાં ધાશું!
—ગાન અમે તો ગાશું!

શિશિર હસો, વાસન્તી વહો નવરંગિન પુષ્પ-ફુવારા,
ગ્રીષ્મ તપો લોચનિયાં લાખો વર્ષો પ્રાણધારા,
વરશું અણખૂટ ધારા!
ભાઈ! વરશું અણખૂટ ધારા!
—ગાન અમે તો ગાશું!

પાન ખરે ઉર હિમ ઢળે તો યે રેલશું સ્વરની ધારા,
પથ પડેલાં જીર્ણ પર્ણની બાંધીને ઘૂઘરમાળા!
ભલે આવે શ્વેતનિમાળા!
ભાઈ! આવે શ્વેતનિમાળા!
—ગાન અમે તો ગાશું!

રાન સઘન કે વાટ વિજન હો ન્હૈ કે સાથ જનારા!
મેઘન ઝરે એકલ વાંઝી ઝલવી ઉરનકયારા,
ભલે ઝારે વીજચમકારા,
ભાઈ! ઝારે વીજચમકારા!
—ગાન અમે તો ગાશું!

# હેમંતની મધરાત

::

## પ્રિયકાન્ત મણિયાર

એવા બુઝાયા દીપકો, જાણે શમ્યાં જ્ય શરાબતર
કો' માનવીના ખ્યાલ, થાતાં ઘેનની ધીમી અસર;
રે શ્વાસહીન યંત્રાલયોના રહી ગયા ઉચ્છ્વાસ પણ,
જંપી ગયા રુગ્ણાલયે દર્દી તણા નિઃશ્વાસ-ત્રણ.

એ હૃદયની એવી એની ગૂઢ કૈં રે વાત શી,
ફૂલતું હૈયું લઈ હેમંતની મધરાત થી
જામી ગઈ: પામી ગઈ સૌ આંખડી નિજનાં સ્વપ્ન
જે શોધતાં'તાં દિવસભર રે સર્વનાં આતુર મન.

પંથ પર ચાલ્યું જતું કો' માનવી જડતું નથી;
ભૂલથી જાગી ગયેલું બાળ પણ રડતું નથી;
ઊંડાણના અનુરાગથી મૃદુ ઓષ્ટના ચુંબન સમું
અદૃશ્ય શું જન્મી ગયું કોઈ ગહનતમ વન સમું.

શી અરે કૈં ઓપતી ઓવર ગપાટી શાન છે,
જાણે સકલ બસ સ્પષ્ટ છે; ત્યાં ના કશુંયે ભ્રાંત છે;
શાંતિની શી લીનતામાં મૌન સૌ લેટી ગયાં,
સંસારનાં સુખદુઃખ પરસ્પર શું આજન્મ ભેટી ગયાં.

આછી રહી કો' વાદળી શું વ્યોમ માંહિ શરદ કૈં,
પોઢી ગઈ, ઇંદુની માંયાંઇ આંખડી ને મદ કૈં;



ક. ૬

અંધારને ઓઢી અડો સૌ વૃક્ષ પણ નિસ્તબ્ધ છે,
યોગીજનોના મન સમુ જાણે સકલ સ્તબ્ધ છે
પાનનુ મલમલ હવાનું મુક્ત પણ ફરકે નહી,
ને રાત આ ગળતી જતી, પણ લાગતુ સરકે નહીં,
મર્મરની હલચલ બધી શી અંધકારે શાતગ્મ,
ટકટક થતી રે ત્યાહરે પણ ચાલતી ઘડિયાલ બસ !

## ભતવારીનું ગીત

::

કૃષ્ણલાલ શ્રીધરાણી

ગોધણુ ધણીની ભતવારી રે,
હું ગોધણુ ધણીની ભતવારી.
આંખો એ ને હું પ્રેમ કયારી રે,
પતિ આભો ને હું પ્રેમ કયારી.

સેંથડે સિંદૂર પ્રેમનાં આંજણુ,
આંજ્યાં આંખે ભતવારી,
ઢેલડી જેવી હું થનગન નાચું,
આવને મોરલા રબારી રે……હું૦

રૂમઝુમ રૂમઝુમ ઝાંઝર ઝમકે,
બાલે શી સ્નેહની સિતારી,
ખેતર ખૂંદીને કંથ થાકીને આવે,
દેખી ત્યાં થાક દે વિસારી રે. …હું૦

હળવે ઉતારી ભાત ગહીડાં પરીસું,
ફૂલડાંની પાથરું પથારી,
કંથડને કાજ ઘર રેઢું મૂકીને,
આવું સામે દાડી દાડી રે……હું૦

વા'લમને છોગલે ગૂંથું ચંબેલડી,
પીછાં ગૂંથું હું સમારી:
જોઈ જોઈ ને એ મુખ રળિયામણું
હૈયામા ઉડતી ફુવારી રે……હું૦

# ઝંખના

**

## ઉમાશંકર જોષી

સૂરજ ઢૂંઢે, ને ઢૂંઢે ચાંદાની આંખડી,
નવલખ તારોના ટોળા ટળવળે રે જી
પૃથ્વીપગથારે ઢૂંઢે ભમતા અવધૂત કોઈ,
વિશ્વંભર ભાળવા નયણું રે હો જી—સૂરજ૦

મહેરામણ ભૈરવનાદે અલખ પુકારે,
મૂગા ગિરિઓના મસ્તક ઊંચે ઝંખના રે જી,
તલખે પંખી ને પ્રાણી, સરવર નદીઓનાં પાણી,
રાતે ડુંગરિયા દવ નો જંપતા રે હો જી—સૂરજ૦

તરણાની છાયા હેઠે કાયા ઢંકાય તારી
આભના આભૂષણ તોયે ઓછાં પડે રે જી,
બ્રહ્માંડ ભરીને પોઢયા ઝીણામાં માશો શેણું ?
જોવા તોયે લોચનિયા ઘેના ગડે રે હો જી—સૂરજ૦

ગગન ઘેરીને આજે દર્શન વરસો રે વ્હાલા!
ઉરે ઝૂરે રે મારો પ્રાણબપૈયો રે હો જી—સૂરજ૦

# સદ્ગત મોટાભાઈને

::

## ઉમાશંકર જોષી

### (૧)

અરધીપરધી મ્હોરી હતી આયુષ્યવેલડી,
પડ્યું હિમ અચિંત્યું ને નિશ્ચેતન ઢળી પડી.
હજી તો જામતાં'તા ન્યાં હૈયે કોડ જીવ્યા તણા,
ઢોળાયું જિંદગીકેરું પાત્ર ને કૈં ન રહે મણા.

વીતાવ્યું બાલ્ય લથડી, પડતાં ઉઠંતાં,
કોડે કિશોરવય સ્વપ્ન રૂડાં રચંતાં,
ને યૌવને કંઈ ભગીરથ કીધ યત્ન,
આશા થતી ફલવતી ક્ષણ તો જણાઈ.

આયુષ્યની હતી વસંતબહાર મીઠી,
ઉલ્લાસથી મઘમઘંત હતું જ હૈયું;
ને તોય રે સભર જીવનથાળ ઠેલી,
કાં ક્રૂરતાથી મુખ ફેરવી લીધ આડું?

આ સૃષ્ટિની અજબસુંદર લોકલીલા
આશા, હુલાસ, રસ, ઊર્મિ, ગિરા પ્રસન્ન,
એ સર્વ એક ક્ષણમાં જ તજી સદાનાં
જાનારની મુંઝવણો લહીશું અમે શેં?

(૨)

અમારે તો રહ્યા રોણા, રુદનોથી ય ક્રૂર તે
રહ્યું મૃત્યુગીહુ મૌન તમારા પગલા જતે
ના અહીના પદાર્થોની તમે છો ગણના કરી
અમારે તો તમારી રૂહે રટણા જ ફરીફરી

ન્હોતી જગન્નયન આજતી ઉપશોભા,
ન્હોતી સભાજયિની વાક્પ્રતિભા યશસ્વી,
લોકોત્તર પ્રકૃતિદત્ત હતી ન શક્તિ
સત્તાપ્રમત્ત વિભવો વળી પદ્મજાના

એ સર્વ તો અહી નિરર્ગળ છે ભરેલ,
ને તોય આ પ્રકૃતિનુ—વસુધાનુ—પાત્ર
જાતા તમે બની ગયુ રસશૂન્ય રંક,
નિ સત્ત્વશા થઈ ગયા સહુ સંષ્ટિતત્ત્વ.

શોભા ભલે જગની કે રચતા પદાર્થ,
શોભા ભલે જગની ના મુજ હો પદાર્થ
એ મારુ તો કિમપિદ્રવ્ય, અકલ્પ્ય શોભા
ક્યા એ હવે અલભ દ્રવ્ય અધન્યનુ રે'

(૩)

આષાઢી આભનો ભેદે વીજળી ઘનમંડપ,
બળતી જળતી તેવી ચિત્તમા સ્મૃતિવિદ્યુત,
શ્વાસે શ્વાસે રહે જાગી કપ અંતરછેદના,
પલકે પલકે ઊડી ટપકે ગૂઢ વેદના

ક્યાં મૂર્તિ એ નિરખવી ફરી કાર્યશીલ,
એકાગ્ર જે નિયતિદત્ત પ્રવાહધર્મે ?
સંતોષી એ મુખની આકૃતિ સુપ્રસન્ન,
ધૂરેલ અશ્રુકણથી વળી આંખ આર્દ્ર ?

વ્હેતા અબોલ મુખટે અપશબ્દ કોના,
વ્હેતા પ્રસન્નમન સર્વ કુટુમ્બભાર;
રહેતા અબોલ હૃદયે અપકાર્ય કોનાં,
વ્હેવું સહેવું બસ એક હતી જ ધૂન.

સંસારની વહી ધુરા પડી કાંધ, વેઠી,
હોમ્યાં સુખો નિજ કરી નિત અન્યચિંતા;
સ્વીકારી આતુર ઉરે વડિલે દીધેલ,
સાધ્યો સુકોમલ વયે કટુ કર્મયોગ.

(૪)

કાળને તે કહીએ શું જરીયે નવ ચૂકિયો,
પાંચ આંગળીઓમાંથી અંગૂઠે વાઢ મૂકિયો.
પાંડુના પાંચ પુત્રોએ હેમાળે હાડ ગાળિયા,
રહ્યા'તા ધર્મ છેવાડે, તમે આગળ શે થયા ?

છે મૃત્યુ તો પ્રકૃતિ જીવિતમાત્રની, એ
સત્યે ઠરે મન ઘણું; પણ જો વસંતે
પર્ણો ખરે શિશિરમાં ખરવાનું જેને,
તો સત્ય ક્યાં, ઋત ક્હીં, પ્રકૃતિક્રમો ક્યાં ?

ઉલ્લંઘિયા શું મનુજે પ્રકૃતિક્રમો એ ?
કે કોઈ દી' પ્રકૃતિએ ય વિલોપી માઝા ?

ક્યાંથી અરે મનુજ પે ઉતરે અકસ્માત ?
શાને કશી પરણી ત્યાં, વળી શા જ ન્યાય ?

કોડેથી જીવનલતા મૃદુ સીંચવી કાં,
આકસ્મિક પ્રલય જો નિરમેલ એનો ?
કે અંધ શું નિયતિને શિર નામી રહેવું,
જ્યાંથી અવે અકલશક્તિ ભર્યો અકસ્માત ?

(૫)

નિયતિ નિયતિ એક ઋત તું, વર સત્ય તું,
વિશ્વે જે છે નથી તે કે, હું ન, છે એક માત્ર તું
કાળમીંઢ અંધભિત્તિ, નિયતિ, ઊભજે ભલે
અફાળી શિર સિંચાવું રક્તથી મનુજે ભલે.

છે મૃત્યુ જો અફર સત્ય, વૃથાશ્રુ શાને ?
શાને વિલાપ, કકળાટ, અરણ્યરોણું ?
જે કૈં પડે, નિયતિને શિર નામી સ્હેવું.
રે તોય ક્યાંયથી અનર્ગળ અશ્રુ વ્હેતા ?

ના અન્યથા હતું બની શકવાનું કાંઈ
તો અન્યથા મહિ વૃથા વખ ઘોળવાં કાં ?
ને તોય તે અગનથી કકળી જ ઊઠી,
આ આયખાભરની આતરડી અમારી.

ભેગી‌શું અન્ય ભવમાં, વધુ રમ્ય લોકે,
એ ઇન્દ્રજાળમહીં તત્ત્વની કૈં ન શ્રદ્ધા.
આયુષ્ય અલ્પ હતું, સ્નેહ ન અલ્પ ભાઈ !
આયુષ્ય અલ્પની ગયા મૂકી એ કમાઈ.

કમાઈ એ ગયા મૂકી: ઉરની મૂક ભાવના,
શતકંઠે બજી ઊઠી જે મૃત્યુ તણી મીંડમાં.

# બે પૂર્ણિમાઓ

::

## ઉમાશંકર જોષી

અગાધ હતી પૂર્ણિમા ગરક આત્મસૌંદર્યમાં,
હતું શરદનું પ્રસન્ન નભ શુભ્ર ને નિર્મલ,
સુનાં સરલ નીદરે સુભગ શૃંગ અરવલ્લીના.
કહીં કુહરઘોષ નિર્ઝરણનર્તનોના સ્ફુરે.
તહીં અજિબ લ્હેરખી ફરકી કો અગમલોકની
ખૂલ્યું હૃદય, રોમરોમ કવિતા પ્રવેશી વસી.

હતી લળતી આમ્રકુંજ, રસમસ્ત ને કોકિલા;
તપ્યા દિન પૂઠે હતી રજની રમ્ય વૈશાખની.
ઘડેલ ઘનકૌમુદીરસથી મ્હેકતો મોગરો;
પુરે જરીક જંપિયા જટિલ લોકકોલાહલ.
સુગૌર અરપેલ ગૌરજસમેની કરવલ્લીને
ભુલાવતી તહીં સ્ફુરી સુખમયંકની પૂર્ણિમા.

નિરંતર સ્મરી રહું ઉભય પૂર્ણિમા એ સખી
નિહાળી કવિતા તુંમા, વળી તનેય કવિતા મહી.

## અમરવેલ

::

દુર્ગેશ શુક્લ

છવાઇ ગઈ કેવી આ સઘન વૃક્ષ કેરી ઘટા
પ્રિયા, અમરવેલના પીળચટા ફૂંણાં તંતુથી!
પડી શી પથરાઇ ગૂંચ પર ગૂંચ લૈ જાળ! શા
રણાં પવનમાં ઊડી અહીં તહીં ફૂંણા તાંતણાં!
ગમ્યા પ્રિય શું? આવ, કેશ લટ સાથ બાંધી દઉં,
હથેલી થકી દાબી તારું મુખ, મીટ માંડી લઉં.

તું પે અમરવેલ મારી મુજ જીવને રૂંધે ભલે
છવાઈ, તુજ ભાવતંતુ મૃદુ સાથ તું ગૂંથજે
ભલે હૃદયતંતુ, ગૂંચ રચજે તું, કો અંગુલિ
ઉકેલી ન શકે કદાપિ—પણ ભૂલતી ના; તરુ
તણો સકળ સાર ચૂસતી પરોપજીવી બની
સદા અમરવેલ તેવી બનતી ન, ચૂસી લઇ
બધું જીવન સત્ત્વ, તાજી બસ તાજી રહેતી તર
ક્ષણાર્ધ દિલમાં પરંતુ ભર તાઝગી દિલ્બર.

## રાત થઈ પૂરી

::

**નાથાલાલ દવે**

રજા ત્યારે હવે દિલબર ! અમારી રાત થઇ પૂરી,
મશાલો સાવ બૂઝી, તેલ ખૂટ્યું, વાત થઈ પૂરી,
અમારી રાત થઈ પૂરી.

ભરાયો જામ રાત્રિનો ઉપર તરતા હતા તારા,
ગયા ડૂબી બધા, ડૂબ્યો વળી મહેતાબ આસમાને,
તમારો કંઠ થાક્યો, ગાન થંભ્યું, વાત થઈ પૂરી,
અમારી રાત થઈ પૂરી.

અનેરી એક રાત્રિની અમે માગી હતી મહોબત,
સવારે તો જવાનું હા ! જુઓ વાગી રહી નોબત,
અમારી ઊપડી વણઝાર, હારો ઊંટની ચાલી,
અને છેલ્લી હવે પ્યાલી—

હવે છેલ્લી ચૂમી, ને ભૂલવી બેહિસ્તની ઝાંખી,
તમારા પેરની હિના, ગુલાબી ઓઠની લાલી;
ભૂલી જાવી બદન કેરી અહા ! અણમોલ કસ્તૂરી
સમી ખુશ્બો, અને સુરખી તમારી આંખની ભૂરી,
અમારી રાત થઈ પૂરી.

જુઓ મસ્જિદમિનારે એ ઝલક આફ્તાબની આવી;
પુકારે બાંગ મુલ્લાં મસ્ત રાગે, વાત થઈ પૂરી,
અમારી રાત થઈ પૂરી.

અમે જઈશું ત્યહાં દિલગર ! નહિ સાકી, નહિ શરબત,
ન આ ગુલ્શે તણી ખુશ્બો, નહિ મ્હેફિલ, નહિ સિદ્ગત;
અમે મિસ્કીન મુસાફર—ગાનના શોખીન—નહિ ઈજ્જત.

અમારા રાહ જુદા ને છતાં આ દર્દ કાં થાતું ?
તમારા ગાનમાં ડૂબી જિગર મારું થયું ગાતું,
અને આ વાત થઈ પૂરી,

રજા ત્યારે હવે દિલગર અમારી રાત થઈ પૂરી.

# એકલું

::

## પ્રહ્લાદ પારેખ

નભમાં ઊગે છે નવલખ તારલા,
અ ગ ણિ ત સિંધુ—તરંગ;
ડાળે ડાળે વનમાં ફૂલડાં
માળે ગાયે વિહંગ;
શાને રે લાગે તોયે એકલું !

સ્મૃતિ રે અંતર મારે લાખ છે,
આશા કેરો ન પાર;
પડે રે હૈયું જ્યારે એકલું,
ત્યારે સંગ દેનાર:
તોયે રે લાગે આજે એકલું !

ઊભી રે ધરણી મારી પાસમાં,
ઉપર આભ અપાર;
વાયુ રે નિત્યે વીંટી રે' મને,
આખું વિશ્વ વિરાટ,
નાનાં રે હૈયાને લાગે એકલું!

કોઈ રે આવી કોઈ વહી ગયું,
મારે અંતરને દ્વાર;
કોઈ રે ગાઈ મૂંગું રહી ગયું;
છાયો ઉરમાં સૂનકાર;
એવું રે લાગે આજે એકલું !

## કાંકરિયાની શરત્પૂર્ણિમા

::

### રમણિક અરાલવાળા

માથે મેલી શરદશશીની ગોરસી, ઘેલીઘેલી
રેલાવતી સભર ભુવને મસ્ત આનંદકેલી,
તારાટીકીજડિત ધરીને કાંચળી કૌમુદીની,
પૂર્ણિમામાં પ્રકૃતિ રમતી ગૌર ગોવાલણી શી!

મેલીને મુક્તહૈયું મધુર બજવતો મોરલી મર્મરોની,
ગાયો ને વાછડાં શા પળ ઘડી પ્રહરો વાળી લૈ વર્તમાને,
ઓઢીને આભકેરી ક્ષિતિજ કુસુમભરી કામળી, કહાન જેવો
સ્થંભ્યો છે સ્તબ્ધ થૈને અનિમિષ નયને કાળ સૌન્દર્યમુગ્ધ.

આખો દહાડો અવિરત શ્રમે યંત્રમાં આથડીને
સૂતેલી આ નગરીશિર પે આશિષે ઊંચકેલા
આમાદીના અભય કરની અંગુલીઓ શી ઊભી
સૌમ્ય જ્યોતે સ્વરૂપ પલટી મીલની ચીમનીઓ.

અને છે સ્વસ્થ સૂતેલું
 કાંઠા તણા દીપ–પ્રકાશ વર્તુલે
સોનાના કાંગરાવાળા
 ચાંદી તણા ચાળ સમું તળાવ આ.

પ્રબલ મદનવેગે ઊંચી નીચી થનારી
હરનિશ દુખિયારી ખંડિતા યૌવના શી,
વટ તરુવર નીચે તીર પેલે સૂતેલી
સહચર સ્મરતી એ નાવડી નાંગરેલી.

ધોવાતા હેમપાત્રે વિમલ પયમહીં રૂપિયા શા કપાળા
ગાઢ જ્યોત્સ્નારસેલા સરવરસલિલે રાજતા રમ્ય તારા;
કાહાની દીપમાલા જલમહીં દીસતી વર્તુલે શું ઊભેલી
પાતાળેથી પધારી શશિસહ રમવા નાગકન્યાની ટોળી!

અંબોડે યૌવનાના અડપલું કરતા છેલ શો વાયુ વાતા,
વાડીની પુષ્પગૂંથી અલકલટ સમી લ્હેરતી આ લતાઓ,
આરંભે ત્યાં અનેરી સહિયર સરખી રાસ ડોલંતી ચાલે,
સોનેરી ઓઢણીઓ ઉડી ઉડી કરતી લાડ ત્યાં ચંદ્રમાને

અહો ! સુધાસિન્ધુ તણે હિંડોલે
ઝૂલી રહ્યો છે અવકાશ આખો,
ને આવતા ચિં ત ન વા યુ ઝોલે
મારો ઝૂલે અંતરનો તરાપો.

યુગ યુગ થયાં જન્મું, જીવું, મરું, જનમું વળી,
અકલ ઉપજ્યા બ્રહ્માડોનો કિરીટ હું માનવી,
અયુત ડગલાં આગેકૂચે ભર્યાં પણ ના ભર્યાં,
પ્રકૃતિવિભવો ન્યાળી મારે કયહીં - લગી રાચવા ?

# યામિનીને કિનાર

::

ગજેન્દ્ર શાહ

આઠીધરી પુર ઉપરની ધૂમ્રની ધૂધળીમા
ધીરેધીરે અરવ પગને ઊતરે અધકાર.
લીલા ભૂરા નયનમધુગ ખેતરો ને બીડોમા
વાડી શિગી, તૃપિક, દ્રુમ ને પખીઓના અપાર
—થાકયા જેવા લથડી નમતા ઘટડીના સ્વરોમા—
છાયાચિત્રો સજીવ રમતા યામિનીને કિનાર

ધીરે ધીરે નયનધન સૌ અધકારે વિલાય,
ધીરે ધીરે શબ્દ શમતા મૌન ઊડુ છવાય
રે એ મૌને—ગહન ગરવી શાન્તિએ—શાય જાદુ?
હૈયે જાગે સ્વપનમય કો રાગિણીના તુફાન

પૃથ્વીપેટે સ્ફુરતી વહતી નિર્ઝરી જેમ સાદુ
હોઠે આવી ફરકી ઝરતુ મર્મરે રમ્ય ગાન.
ને ગાણાના ધ્વનિત પડધા હોય જાણે ન એમ
વ્યોમે વ્યોમે તરલ ધવલા ફૂટતા તારલાઓ

# તારાં પગલાં

✲

પ્રેમશંકર હ. ભટ્ટ

હું કાન માંડું જ્યાં મારા,
ત્યાં પગલાં સુણું તારાં !

ઝાકળમાં જ્યાં ફૂલકટોરે વસંત સીંચી મલકે,
રૂપ, રંગ, રસ, ગંધ, રૂપાળાં પગલાં તારાં ઝનકે !

—હું કાન.

કલકલ વ્હેતાં ઝરણાં બોલે વનઉપવનનાં પંખી,
સાગર નોબત મસ્ત બજાવે સ્વર તારાને ઝંખી !

—હું કાન.

સ્મિતસેરે શૈશવની ઢૂળી, છનકે જ્યાં મરદાની,
શહાદતોની જલતી મશાલો ત્યાં તારી નિશાની !

—હું કાન.

પથ્થરઉરથી ઝમીઝમી ઝરણાં ધાન્યના ગંજ હિંચોળે,
વાટ વિના લખ દીવા પ્રગટી ટમકે વ્યોમ હિંચોળે !

—હું કાન

ધરતીકંપે, વનવંટોળે, દાવાનળ, જળપૂરે,
ખડખડ હાસે રૌદ્ર સ્વરૂપે પગલાં તારાં સ્ફુરે !

—હું કાન

આ ભવની એરણ પર તારા ઘણનો ઘાવ ઝીંકાતો,
ઘાવે ઘાવે ઝટઝટ મારો જીવનઘાટ ઘડાતો !

—હું કાન

# અમે કવિ ?

::

કોલક

હવે ગગનગુમ્બજે કદિ ન મીટ માંડી રહું,
ઝગે નમશિરે ભલે તગરપુષ્પ શા તારલા,
શશી બદલતો રહે રસિક રશ્મિના હારલા;
હવે નયન ઠારવા કશી ન વ્યોમલક્ષ્મી ચહું.

અમે હૃદયમાં સહસ્ર કંઈ ઊર્મિ ઊઠી વહી,
ભલે અનુપ કલ્પના પ્રકૃતિમંદિરો બાંધતી
ઊડે નયનથી મહા વીજ સમી કલા સાધતી,
છતાં દઈશ કોઈને કવિપિછાન મારી નહીં.

મને "કવિ" કહું ? ન કો કવિ જગે થયો નિર્મળો :
અનંત ભુવને યુગોયુગથી જે કવે એકલો
મહા જીવનસ્રોતની અગણ્ય ઊર્મિભાવે અહીં.
અખૂટ રસપ્રેરણા, અમર વિશ્વકાવ્યો રચી;
અમે સહુ તરંગ તે ચિર પ્રવાહ કેરા અહીં
જરી ઉછળી ભાંગિયે, 'કવિ' રહ્યા અમે ક્યાં પછી ?

## દર્શન

::

### મુકુન્દ પારાશર્ય

નથી રે જોવાં તારાં તેજ હો પ્રભુજી મારા!
આંખો ઉઘાડું તો અંજાય છે હો જી.
અગનઅંધારે તારે દાઝે આ કીકી ત્યારે
અખંડ રહો રે મારાં પોપચાં હો જી.
નથી જોતાં જગનાં જ્ઞાન હો પ્રભુજી મારા!
જગને જાણી શું હૈયે દાઝવું હો જી.
મમતા બંધાણી મારે માયાની છાયા હારે,
દાઝયાને વ્હાલી શીળી વીરડી હો જી.
'તેજ વડે દર્શન છે ન્યારું' એટું એ કેવું છેતારું
ઝાઝા તડકે તો દેખું ઝાંઝના હો જી.
સૃષ્ટિ અજવાળે તોયે આંજે ન એવાં હોયે
તેવાં દર્શનની સેવી ઝંખના હો જી.
નયણાંનાં તેજે સારાં અંગો ભીંજાય મારાં,
મટકું ન મારું એવાં રૂપ લો હો જી.
અગન ઝંખાવો, વેરો સૌમ્ય કો પ્રસાદ એવો
અર્જુને માગ્યો જેવો કૃષ્ણનો હો જી.

# દીવો કરો

::

## પ્રબોધ ભટ્ટ

દીવો કરો રે દીવો કરો.
દેવની આગળ દીવો કરો.

ત્રણે ભુવનમાં અન્ધારું હોવું,
સાચું ખોટું કંઈક જુએ ખરો.
દેવની આગળ દીવો કરો.

દુનિયાનું ગાડું ગબડાવ્યે રાખતો,
અન્ધારે આડખીલ ક્યાં ધરો
દેવની આગળ દીવો કરો

લાખોપતિને લાખ્ખો અપાવતો,
ભૂખ્યાના પેટનો થાતો મરો.
દેવની આગળ દીવો કરો

માળામાં મૂળગો મેર મળે નહીં,
શાને પરોવ્યે જાતો સરો.
દેવની આગળ દીવો કરો

ઊંચે આકાશને નીચે આધાર નેં,
ફોકટના શીદને ફેરા ફરો
દેવની આગળ દીવો કરો

અન્ધારે એકલો સુતેલો સાગરે
દૂખે નહિ તો દીપમાળા ધરો
દેવની આગળ દીવો કરો

દીવો કરો રે દીવો કરો
દેવની આગળ દીવો કરો

# કાવડિયો

✻

વેણીભાઈ પુરોહિત

કોઈ નર કાળ-કાંધ પે ચડિયો
રે કોઈ કરમધરમનો કાવડિયો .'

બાળપણું બેફિકર, બુઢાપે જોર કરે કમજોરી,
લીલા વાંસ જેવું જોબનિયું કોક જાય છે કોરી :
મનખો માયાનો માવડિયો
રે કોઈ કરમધરમનો કાવડિયો.

કોઈ શેઠિયો, કોઈ વેઠિયો, કોઈ કંગલો કાપે,
ભુલામણીમા વાયલ ભટકે જન્મમરણને ઝાંપે :
વસમો ભવમારગ ઝાકળિયો.
રે કોઈ કાળકાંધ પે ચડિયો.

કરમધરમનાં મૃગજલ છલકે જડ-જગમને કાંઠે,
પરમ પિપાસી ભરમ પિછાણી આગે ચાનરા માંડે.
અમથો રચે પચે આધળિયો.
રે કોઈ કરમધરમનો કાવડિયો.

ભવની દરમા ભમે બ્હાવરા ગલીગલી સપનાની,
સતિયો નર નાણે છે એના ફેલ-ભરમને ફાની
વીંઝે ભ્રમણાપથ વાદળિયો.
રે કોઈ કાળકાંધ પે ચડિયો.

મોંસૂઝણામાં મારગ કાપે, પૂગે ગેબ—સીમાડે,
તદાકાર થઈ ચગે આતમા અનંતની ટગડાળે:
ચમકે - ચેતનની પાંદડીઓ.
રે કોઈ કરમધરમનો કાવડિયો.

.

ચિદાનંદમાં મગન મરણિયો સુભટ ઝૂઝતો ખાંડે,
કરે ઘાવ પર ઘાવ આગવો, "આજકાલ" ને કાંડે:
મલકે અનહદની આંખડીઓ.
રે કોઈ કાળકાંધ પે ચડિયો.

# સ્ટીમર પર

::

પ્રજારામ રાવળ

પૃથ્વીતણી સ્ટીમર વિશાળ અહો, વહે!
આસમાની આજ મૃદુ જોઈ રહે!
સ્ટીમર વહે એની 'અહો, આ મૃદુ મૃદુ,
'વહેતી' એવું નહીં કોઈ કહે!

આગબોટ વિશાળ સૌ ક્ષિતિજે અડે!
સિન્ધુનાં પાણી નહીં નજરે ચડે!
દેખાય ના જ કિનાર ક્યાં ધરતીતણો!
તારલા જોતાં દિશાઓ સાંપડે!

કપ્તાનની કેબીન કો જાણે નહીં.
ખારવાઓ ક્યાંય દેખાયે નહીં.
વિશ્વાસ પણ એવો પડયો આ વ્હાણનો,
વ્હાણ આગત કો પૂછેગાછે નહીં!

ક્યા બંદરથી સ્ટીમર આ ઊપડી?
ક્યા બંદરમાં થવાની છે ખડી?
પૂછું હું બહુને, નહીં કો જાણતું:
આશ્ચર્યથી જોઈ રહે સૌ આંખડી!

પોતપોતાને ઘરે સૌ હોય ના!
પહોંચવાનું ક્યાંય કો' ને હોય ના;

નિરાંતે એવા બધાં ફરતાં અહો,
મુસાફર જાણે અહિંયા કોઈ ના !

સ્ટીમરતણો છે કોઇ એવો નાખુદા,
યાદ આવી જાય છે કયારે ખુદા !
થાય કયારે સ્થળથી જળ, જળમાંથી સ્થળ:
આમ પણ અમને સદા શુકે ખુદા !

આગકેરી જોઈને રાતે ગતિ,
લાગતું બીજી સ્ટીમર માથે જતી !
મુસાફર તેજસ્વી ચમકે દૂરથી !
ખબર આપે કોઈ ના એની વતી !

પશ્ચિમથકી બન્ને પૂર્વમાં નીચેતણી;
પૂર્વથી પશ્ચિમમહીં આ આભની.
હવાનો દરિયો મહા એની વચ્ચે;
ઊંડાઈ એની કોઈએ ન હજી ગણી !

હું ગયો આવી સ્ટીમર પર કયાં થકી !
વિચારું બહુ; ના કરી શકતો નકી !
હોત દેખાતાં જળો ઉદધિતણાં,
માત્રા થને અધિકી સ-રસઃ ન બની શકી !

'આ અનંત મુસાફરી' કોઈ કહે.
ઠીક છે આકાશ કે આ છે સહે.
જોવામહીં આકાશને કે રાત-દિન,
રાત-દિન ચાલ્યા જતા મન ના લહે !

# શ્રાવણ નીતર્યો

**

## બાલમુકુન્દ દવે

આ શ્રાવણ નીતર્યો સરવડે કોઈ ઝીલોજી
પેલાં રેલી ચાલ્યાં રૂપ હો કોઈ ઝીલોજી.
આ કપૂરકાયા સરી જશે કોઈ ઝીલોજી
પેલા ઊડી ચાલ્યા ધૂપ હો કોઈ ઝીલોજી.

આ જલધારામાં ઝૂલતી કોઈ ઝીલોજી
પેલી તૂટે મોતનમાળ હો કોઈ ઝીલોજી.
આ લટ લહેરાતી લળી લળી કોઈ ઝીલોજી
પેલું કોણ હસે મરમાળ ? હો કોઈ ઝીલોજી.

આ નથી ટપકતાં નેવલાં કોઈ ઝીલોજી
આ વરસે અમરતમેહ હો કોઈ ઝીલોજી.
આ શગણ્યાં ફેરા ફરર પડે કોઈ ઝીલોજી
આ નરદમ વરસે નેહ હો કોઈ ઝીલોજી.

આ ચળકે વાદળતલાવડી કોઈ ઝીલોજી
એની તડકે બાંધી પાળ હો કોઈ ઝીલોજી.
આ દિન વહી ચાલ્યો સુહામણો કોઈ ઝીલોજી
આ રાત ચલી રઢિયાળી હો કોઈ ઝીલોજી.

આ દૂધે ધોયા ડુંગરા કોઈ ઝીલોજી
પેલી ઝરણાંની વણજાર હો કોઈ ઝીલોજી.
આ જતીસતીનાં તપ રેલે કોઈ ઝીલોજી
પેલા શિવલોચન અંગાર હો કોઈ ઝીલોજી.

# છોગાળો છેલ

::

## મીનુ દેસાઈ

મેં તો દીઠો ' તો એક, સખી
છોગાળો છેલ
એને ફૂમતડે બાંધ્યાં ' તાં
મોર અને ઢેલ.
મેં તો દીઠો તો.

હોઠે હતી મોરલી ને આંખોમાં ઘેન હતું
સામે નાના ઝરણાનું ધીમું ધીમું વ્હેન હતું :
સ્વરના અનેક રંગી કરતો ' તો ખેલ
મેં તો દીઠો ' તો એક, સખી
છોગાળો છેલ :

ઝાંઝર ઠમકયાં ને એણે મીટ માંડી પ્યારની
એમાં બેઠી ' તી તરસ વર્ષોની ધારની,
સ્વચ્છ એની આંખોમાં નિરખ્યો ન મેલ
મેં તો દીઠો ' તો એક સખી
છોગાળો છેલ ;

એને ફૂમતડે બાંધ્યા' તાં
મોર અને ઢેલ :
મેં તો દીઠો ' તો એક, સખી
છોગાળો છેલ !

# શ્રાવણની એક રાતે

::

ગોવિંદ સ્વામી

આંગણે મારે જોગનગીતો
          ગાતા પારિજાત,
ફૂલકટોરે સૌરભ વેરી
          મ્હેકાતી મૂકે રાત,
          કોને ત્યાં કહેવી મારે વાત ?

આભમહીં રંગચંદની ચૂવે, ને
          પૂનમ ખેલે ફાગ,
કોકિલકંઠે જોગનધેલો
          કોણ બજાવે આ રાગ ?
          ઓ રે મારું હૈયું ન રહેતું હાથ !

ઉર-સતારીએ કોમળ કોમળ
          અંગુલિનર્તન થાય
શ્રાવણની આજ માઝમરાતે
          કોના આ ગીત ગવાય !
          ઓ રે, એની ભીંપ ના રહેવાય !

અંતરઆંગણે આવી આવીને
          કોણ પાછું વળી જાય !
ઘેલછા નિત્ય અભાગીને
          એના દર્શન કેરી થાય !
          તો યે પદરેખ ન ક્યાંય દેખાય !

# ગ્રીષ્મમધ્યાહ્નમાં

::

## નિરંજન ભગત

તપ્ત ધરણી હતી,
ભાનુની દૃષ્ટિના ભર્ગથી ભાસતી
સૃષ્ટિ સારી ય તે ભસ્મવરણી હતી;
અગ્નિની આંખ અંગાર ઝરતી હતી.
રુદ્ર અંબરતલે,
પંખીની પાંખ ઉડતાં ય ડરતી હતી;
દૂર ને દૂર જૈ ઓટ સરતી હતી
શાંત સાગરજલે,
ફેણ ફુત્કારતી ક્યાંય ભરતી ન'તી;
દૂર કે પાસ રે ક્યાંય ના એક તરણી હતી,
તપ્ત, બસ તપ્ત ધરણી હતી.

શાંતિ ? સર્વત્ર શું સ્તબ્ધ શાંતિ હતી ?
સૃષ્ટિને અંગ અંગ ક્લાંતિ હતી ?
વહ્નિની જ્વાળશા શ્વાસ નિઃશ્વાસતી,
ઉગ્ર ઉરસ્પંદને ઉગ્ર ઉચ્છ્વાસતી,
મૂર્છનાગ્રસ્ત બસ તપ્ત ધરણી હતી;
ઝાંઝવાનીરની પ્યાસમાં બ્હાવરી કો'ક હરણી હતી;
ક્યાંય શાંતિ ન'તી, ક્યાંય ક્લાંતિ ન'તી,
અહીં બધે શાંતિ ને ક્લાંતિની ફક્ત ભ્રાંતિ હતી.

ભૂખરી પૃથ્વીપર માહરો પથ લબાઈ સામે પડયો
કાળના ચક્રપર રક્ત રંગીન શું લોહ ટુકડો જડયો!
આજ વૈશાખના ઘોર બપ્પોરમાં,
આછી આછી ય તે પવનની લ્હેર, આ લૂ ઝર્યો પ્હોરમાં,
માહરી સિક્ત પ્રસ્વેદતી કાય ના રહેજ લ્હોતી છતાં
શૂન્યમાં હું ય તે શૂન્ય થૈ પથ કાપી રહ્યો,
ક્યાંય માથે નં'તો મેઘનો માંડવો, છાંય ન્હોતી છતાં
શૂન્યના નેત્રથી સ્થલ અને કાલના અંત માપી રહ્યો

ત્યાં અચાનક કશી ભીસતી ભીંત શી
અડગ દ્દીવાર જે સૌ દિશાઓ ખડી,
છિદ્ર એમાં પડયું ? જેથી કો' ફૂંકશી, કો, મૃદુ ગીતશી
પવનની લ્હેરખી પલકભર મંદ અતિમંદ આવી ચડી,
એક સલારથી
નયનને દાખવી નાવ કો' સઢફૂલી,
ઘડીક જે ક્ષિતિજ પર ગૈ ઝૂલી,
એક હેનારથી
દૂર જે ઓટમાં ઓસર્યા પાણીને
ઘડીક તો લાવતી કાંઠડે તાણીને,
ક્ષણિક મૃદુ સ્પર્શથી અંગને શું કહી ફૂંકે ગઈ?
ક્યાંકથી આવીને ક્યાંક એ વ્હૈ ગઈ!

એ જ ક્ષણ તટઝૂમ્યા વૃક્ષની શાખથી
કે પછી ક્યાંકથી, પંખી કો' ગુંજતી પાંખથી
સ્વપ્નમાં જેમ કો' કલ્પના હોય ના બોલતી

એમ એ આભમાં આવી ઊડયું, અને ડોલતી
ડોકથી એક ટહુકોભરી ગીતને વેરતુ,
પાખથી પિચ્છ એકાદને ખેરતુ,
આવ્યુ એવુ જ તે કયાય ચાલી ગયુ;
આભ જેવુ હતુ તેવુ ખાલી થયુ!
પલકભર એમ તે સુપર નિજ ગાનમા
કૈં કૈં કુહે ગયુ માહરા કાનમા !
એ જ ક્ષણુ કયાકથી રાગ મલ્હાર શી
ગગનની ગહન કો' ગેયના સાર શી,
રુદ્રને લોચને કો' જટાજૂટથી વીખરી લટ સમી
ભૂલભૂલે જ તે પથભૂલી વાદળી આભને પટ નમી;
કો' વિષાદે ભર્યો હૃદયની ગાઢ છાયા સમી,
જીવને આમથી તેમ ઝૂલાવતી કોઈ માયા સમી
પલકભર મુજ ઉરે ગૈ ઢળી,
ને પછી દૂર જૈ દૂર ક્યાંઈ ગઈ
લાગ્યુ કે ધરણીની મૂઢ મૂર્છા ટળી,
ગ્રીષ્મમધ્યાહ્નમા શાત શી સરિતા રમ્ય રેલાઈ ગઈ!

શી અહો, આ લીલા!
નીરની ધારથી શુ તૂટી રહે શિરા?
આ બધુ છળ અરે, છાનુ છપનુ હતુ?
પલકભર અન્યનું ભ્રાત સપનુ હતું?
અધખૂલી નેણમા સાધ્યસૌંદર્યની રંગસરણી હતી?

જાગીને જોઉ જ્યા એની એ તપ્ત હા! તપ્ત ધરણી હતી!

# ગુરુ ને ગોરખ

::

૩.

ગુરૂ ને ગોરખની હરિફાઈ,
બેમા કોઈ ન ગાજ્યો જાય,

નર નારાયણ વઢવા બેઠા, સરખે સરખી જોડ,
બે વાદીગર બેસે જાદુ, સામાસામી હોડ
બેઉ ચેલો ને ગુરુદેવ,
ગોરખ માનવ ને ગુરૂ દેવ

ગુરૂ રચે છે વનરાવનના વેલા, ઝાડ, પહાડ;
ગોરખહાથે ફરશી, કાપે તે ઘન જંગલ, ઝાડ.
જંગલમાં પણ મંગલ થાય,
એ ગોરખનો જય જય ગાય

ગુરૂ કહે "જો દરિયો મારો એના જડે ન ઘાટ;"
ગોરખ બેસી જલનૈયામા તરતો સાયર સાત
ગોરખ ગણે ન કાંઈ અપાર,
પામે અગાધનો પણ પાર.

ગુરૂ ઊડીને ગરૂડ જેવો આભ (વો) સતાવ,
ગોરખ પૂંઠે સમડી જેવો વિમાન પાખે જાય
ગોરખ જાણે ખગોળવેદ,
વાદળના પડદાના ભેદ.

ગુરુ રોષથી, રુદ્ર રૂપથી, પાડે જલ — દુકાળ;
બાંધત, ખોદત નેર, કૂવા ગોરખ ફોડે પાતાળ.
રણ રેતીમાં રેલત નીર,
ગોરખ નગર વસાવે તીર.

ગુરૂ રચે રાક્ષસની માયા, છાપે ઘન અંધાર;
ગોરખ હાથે ચાપ, ઘરેઘર અજવાળાની ધાર.
ગોરખ કરે રાતને પ્રાત,
સૂરજ વીજળીનો છે હાથ.

ગુરૂ કહે "તું ત્યાં બેસીને દુનિયાભરમાં જોવ;"
ગોરખ આકાશી વાણીથી કરે બધે કલ્લોલ
ગોરખ ઘડે વાયુનું યંત્ર,
વાયુનું ઘરઘર વાજિંત્ર.

ગુરુ મોકલે જમરાજાને "જા જઈ જનને માર,"
ગોરખ ખોલે કુદરત કેરા જડીબુટ્ટી ભંડાર.
ગોરખ ભરે મૃત્યુ શું બાથ,
છે મૃત્યુજય માત્રા હાથ.

ગુરુ કહે "હું હાર્યો, બાપા! તું મુજથી બળવાન,
તારો જય એ મારો જય છે, માન તારું મમ માન."
ગોરખ વદે ગુરુને પાય,
ને જય ગુરુકૃપાનો ગાય.

# માઘકેરી સવારે

::

## પિનાકિન ઠાકોર

ઓ રે સૂનાં મુજ હૃદયનાં આજ આકાશ ઘેરી
ચોમેરે આ ઘન સઘન રે મેઘ ઓરભ છાયો,
રેલુ જાણે ચિર પરિચયે સાદ કો' ફેરી ફેરી
કોના મીઠા સ્મરણ સહુને સાથ લૈ વાયુ વાયો

ક્યારે યે ના ઉમર ભરમાં સાંભળી એવી વાત,
સંઘ લાવે વનવન તણો મો સુગંધી બહાર,
જાણું આવે સ્વપન મધુરાં હૈ જ્યાં કોઈ રાત
એવો લાગે નવ-અનુભવો આજ કે દર્દ ભાર.

દેખ્યા ના વા કદિ નવ સુણ્યા કોણને આ અગારે
ઝંખું આજે જલધરભીની માઘ કેરી સવારે ?

# ટિપ્પણ

જે કાવ્યો પર પુષ્કળ લખાઈ ગયું છે તેના પર અહીં ટિપ્પણ આપ્યું નથી. અને ટિપ્પણ આપ્યું છે ત્યાં મુખ્ય દૃષ્ટિ અર્થબોધની ને રસબોધની રાખી છે.

પૃ. ૧૮ પં. ૪. મુક્તા — તુરણ – ભગણે — મોતીના તોરણ જેવા તારાઓથી. આ જાતના ક્લિષ્ટ શબ્દપ્રયોગો અપવાદરૂપ પ્રસંગોએ થાય તો જ યોગ્ય ગણાય.

પૃ. ૧૯ પં. ૩, ૪. જે સૌન્દર્યને લીધે આખું જગત ઉલ્લાસમય અને મંગલ લાગતું હતું તે હવે ફરીથી આ જીવનમાં મળવાનું નથી. પં ૮ થી ૧૨ વિદેહ સ્વજનના શરીર પરથી, રમગણ જળ!!ઈ રહે તે માટે, કશીક વસ્તુ લેવાનો રિવાજ સાધારણ રીતે આપણામાં નથી.

પૃ. ૨૦ કાવ્યનો વાચ્યાર્થ સિન્ધુનો છે, લક્ષ્યાર્થ આનન્દ એ જ સિન્ધુ, અથવા આનન્દના સિન્ધુ જેવા પરમાત્માનો છે. આનન્દ એટલે હર્ષ અને શોક ઉભયથી પર એવી પ્રસન્નતાની સ્થિતિ.

પૃ. ૨૩ પં. ૫ થી ૮ પ્રગતિમય ઉદ્ધાર સજાય અને શિવસ્વરૂપ – કલ્યાણમય – સૃષ્ટિનું સર્જન થાય યુવાનોના સત્કર્મથી.

પૃ. ૨૪ મહાવીરો અને મહામાનવીઓ દેશના ભૂતકાળની સ્મૃતિકથા બની ગયા છે. વર્તમાનમા તો દેખાય છે માત્ર ડરપોક વામણાઓ, જેઓ તીરે ઊભા ઊભા તમાશો જોયા કરે છે. દેશના બંધન કપાય તે માટે જરૂર છે કોઈ ઘન ઘન અધારા વીંધણહારા ભડવીરની. અને વર્તમાનકાલીન જડતા અને જીર્ણતાના સ્થંભો તૂટી પડે તે માટે વિપ્લવ, જ્વાલામુખી કે ધરતીકમ્પ જેવા ઉગ્રમા ઉગ્ર ઉપાયોની.

પૃ. ૨૫ સૂતાં, બેસતાં, નાહતાં, ખાતાં, દિવસની કાર્યધરેડમાં, વરસાદની ઝરમર ઝરતી ધારાઓમાં કે વીજળીના ચમકારામાં, તારાના ઝગમગાટમાં કે ચન્દ્રના કિરણમાં : જીવનની કઈ એવી ક્ષણ છે કે જગતનું કયું એવું દશ્ય છે, જ્યારે જનેતાને એનું મરી ગયેલું બાળક ન સાંભરે ? જનેતાની આંખ ચારે તરફ એ બચુડાને જ જોતી હોય, બચુડો પોતાના ખોળામાં ખેલી રહ્યો છે એવી કલ્પના — કે ભ્રાન્તિ ? — એનો કેડો ન મૂકતી હોય અને એના હૈયાને ખૂણે ખૂણે બચુડાની જ સ્મૃતિઓ ભરાઈ બેઠી હોય. માતૃહૃદયના આ મર્મભેદક અનુભવને કવિવર રવીન્દ્રનાથે અદ્‌ભુત કલામય રીતે આ કાવ્યમાં આલેખ્યો છે.

પૃ. ૩૦ પં. ૧૦ ચિદંબર — ચિત્તરૂપી આકાશ.

પં. ૧૩, ૧૪. અહીંની પૂર્ણિમા મલિન છે એ ખરું; પણ મારે મન એ મોંઘી છે, કારણ કે એ મારા હૃદયમાં જન્મભૂમિની સુષુપ્ત અને સ્નેહભરી સ્મૃતિઓને જગાડે છે.

પૃ. ૩૧ પં. ૬. એકાન્તનું પણ સેવન કરી જોયું, એકાન્તનાં બહુ વખાણ સાંભળ્યાં હતાં તેથી.

પં. ૭ કામવાને–મેળવવાને. અન્તર્મુખ બનીને મેં મનનચિન્તન પણ કર્યાં.

પં. ૮ વિશ્વે જેનું જેનું અનુમોદન કર્યું હતું તે બધા ઉપાયો મેં અજ-માવી જોયા, પણ મને કશું મળ્યું નહિ.

પં. ૧૨ તારી અવગણના થઈ રહી હતી તેનું દુઃખ પણ તારી આંખોમાં નહોતું.

પં. ૧૩ તારા હૃદયની કામના માત્ર એટલી જ હતી કે શિશુને સાચો માર્ગ મળે.

પં. ૧૫ મહાપ્રયાણો — મૃત્યુ.

પં. ૧૬. આ બધું જોઈને તું રડી ખરી, પણ તારું ધૈર્ય ડગ્યું નહિ. ઊલટું, તારી શ્રદ્ધા ઝગી ઊઠી, તારા પ્રાણ જાગી ઊઠયા.

પં. ૧૭, ૧૮. તેં તારા પિયેરિયાં પ્રત્યે તારા હૃદયના પ્રવાહને મોકળી રીતે વહાવ્યો; કશી જ દિલચોરી કર્યા વિના તેં એમને તારું સર્વસ્વ આપી દીધું; અને તેમની પાસેથી લીધું માત્ર જે અનાયાસે અને આપમેળે તને આવી મળ્યું તે.

પં. ૧૯ **વસ્તારી** — ભર્યાં ભાદર્યાં બહોળા કુટુમ્બમાં.

પં. ૨૦ ઘરની રાણી બનીને તેં અધિકાર ન ભોગવ્યો પણ નવવધૂ બનીને માત્ર સેવા જ કરી.

પં. ૨૬ ગાંધારીની વાત તો મેં માત્ર સાભળી જ હતી. ગાંધારીએ જે કર્યું હતુ તે કરતી નજરોનજર તો તને જ જોઈ.

પં. ૨૯ **અફળ** — કારણ કે ઇન્દ્રિયારામ માટેનાં કોઇના વલખાં કદિ સફળ થયા નથી.

પૃ ૩૩ – નેતાજી સુભાષચંદ્રની વીરગાથાને બિરદાવતું કાવ્ય.

પં. ૪૫, **લકીરો** — રેખાઓ.

પં. ૪૯, **એમ્યાન** — પુતલી.

પં. ૫૩, **ખ્વાબી** — ખ્વાબ જેવી, સ્વપ્ન જેવી.

પં. ૫૯. **ગૈર** — અન્યાય; અસત્ય.

પં. ૬૫. **બિયાબાં** — રણ. **બિસ્મા ર – આબીને** બદલે **બિશ્યાર આબી** જોઈએ.

(**બિશ્યાર** — પુષ્કળ. **આબી** - પાણી વાળું. **બિશ્યાર – આબી** એટલે પુષ્કળ પાણીવાળુ.

પૃ. ૩૯ પ. ૧૭ **ગાર્હસ્થ્યે આશ્રમ જ્યેષ્ઠે** – ગૃહસ્થાશ્રમ ચારે આશ્રમોમા શ્રેષ્ઠ ગણાય છે.

પં. ૩૦ **વિદ્યાવિક્રય** — વિદ્યાને વેચવાનું કામ.

પં. ૫૪. **શાન્ત ને** બદલે **સાન્ત** જોઈએ. **સાન્ત** — અન્ત વાળું. **કંદુકે** — દડા વડે.

પં. ૫૫ ચૈતન્ય ચૂડામણિ — ચૈતન્યના મુગટમાંનો મણિ.

પં. ૫૯ સુવર્ણચંદ્રકતણો — અમદાવાદની ગુજરાત સાહિત્યસભા તરફથી આપવામાં આવતો રણજિતરામ સુવર્ણચંદ્રક.

પં. ૬૦ કૂટસ્થ — સર્વ કાળે એક રૂપે રહેનાર. અનસ્ત – જેનો કદિ અસ્ત થતો નથી તેવું.

પં. ૬૧ રજ્જુ — દોરડું. દોરડું સર્પ નથી; તેમ છતાં એને સર્પ ગણવું એ જેમ ભ્રાન્તિ છે તેમ મહા તેજસ્વી પરબ્રહ્મને જ્યોતીન્દ્ર હ. દવે નામની વ્યક્તિ ગણવી એ પણ ભ્રાન્તિ છે.

પૃ. ૪૦ પં. ૧૦. નયનસૂચિ — આંખ રૂપી સોય.

પૃ. ૪૨ પં. ૫ અગ્નિના સોનેરી વિમાનમાં બેસીને ચિતાની અગ્નિ જ્વાળાઓ દ્વારા.

પં. ૬ વિતાન — ચંદરવો.

પ. ૪૪. પં. ૧૯ વિવર્તો — ફેરફાર પં. ૨૨ ઉડુગણો — તારાઓ પણ.

પૃ. ૪૬. પંખાળો ઘોડો — મનુષ્યનો જીવાત્મા.

પં. ૬ નેક — પ્રમાણ; મર્યાદાઓ; બન્ધનો.

પં. ૧૨ તુષાર — ઝાકળ.

પં. ૧૪. નવેદ્વાર — શરીર પરનાં નવ છિદ્રો.

પૃ. ૪૯ પં. ૧ અય્યામ — સમય; પ્રસંગ

પં. ૧ હામના — હિમ્મતના.

પં. ૪ ખાસના ને આમના — અમીર ઉમરાવોના અને સાધારણ લોકસમુદાયના.

પૃ. ૫૦ પં. ૩ મુખરિત કરજે — ગજાવજે;

પં. ૭ નિલયે — ધામમાં; સ્થાનપર

પં. ૮ 'રેલત' ને બદલે 'રેલતા' જોઇએ.

પં. ૧૦ કાળાં અભ્ર આત્માની શશી જેવી શુભ્ર કાન્તિ કલુષિત કરી રહ્યાં છે.

પં. ૧૧ મુકુલિત — ખીલી ઉઠેલા
પ. ૧૨ જનનજલધિ — અપાર સમુદ્ર
પ. પ૨ પં ૩ વિયતમાં — આકાશમાં
પં. ૧૧ અલકનગરી — અનકાપુરી દીપ્તિભર — તેજથી ભરપૂર.
પૃ. પ૨ પ. ૫ બધી જ વસ્તુઓનો જ્યારેક ને ક્યારેક અન્ત આવ્યા વિના રહેવાનો નથી, એટલે કોઈ પણ વસ્તુનો અન્ત આવતો હુ જોઉ છુ ત્યારે મને દુખ થતુ નથી.
પૃ ૫૩ પૂલના થાંભલાઓ — આત્મદર્શન કરવાને મથતા કર્મયોગિ ને સ્થિત પ્રજ્ઞ સાધકોનુ પ્રતીક
પં. ૧ થી ૧૨ જુદી જુદી જાતના થભલાઓ ગણાવીને, પૂલના થાભલા એ બધા કરતા જુદા પ્રકારના છે એ કહેવામાં આવ્યુ છે.
પ. ૧ કથ્યા — જેનુ કથન કરવામા આવ્યુ છે તેવા.
પં. ૨ સુચારુસ્પર્શ — અત્યન્ત સુન્દર સ્પર્શવાળા.
પં. ૬ મસૃણ — પોચું.
પં. ૭ મંડપો પાસેનું અલ્પ વિરામ ન જોઈએ.
પં. ૮ કામ્ય — કામના કરવા યોગ્ય, સુન્દર
પં. ૧૦ અમે સ્થળ કહેવાઈએ એટલું જ. બાકી તદ્દન મોકળા ને કશી ઘાટઘૂટ વિનાના.
પં. ૧૧-૧૪. — જેના પર બોજો હોય માત્ર આકાશનો અને બીજો. જે ક્યારના યે વિનય થઈ ગયા હોય તેવા માણસોની અમર કીર્તિનો; અને એ બન્નેનો બોજો કશો લાગતો નથી.
પં. ૧૬ ધરા પૃષ્ઠમાં — જમીનના પડમા
પં. ૧૮ અમે આ બીજા બધા થાભલાઓ છે તેવા સગળાના ઉપાસકો નથી. અમારો છવન ક્રમ એવો સગળ નથી.

પં. ૧૯ અહીંથી પૂલના થાંભલાઓના સ્વરૂપનું વર્ણન શરૂ થાય છે.

પં. ૧૯ થી ૨૮ આ અત્યંત ચંચલ એવા જીવનમાં અમે મથી રહ્યા છીએ અચલ એવા સનાતન તત્ત્વને પામવાને. અમો અમારી તેમ જ બીજાંઓની સુકુમાર લાગણીઓથી પીગળી ગયા વિના, ઊંડા ને ઊંડા ઊતરતા જઈએ છીએ. મનની ચંચલ વૃત્તિઓ વારંવાર આઘાત આપ્યા જ કરતી હોય; તેમ છતાં એના પર કાબૂ મેળવીને અમારે ઊભવાનું હોય છે. લાલચો અને પ્રલોભનોમાંથી તેમ જ કઠોર વિરોધ વચ્ચેથી હળવે હળવે અને છતાં દ્દઢતાથી અમારે અમારો માર્ગ કાઢવાનો હોય છે અને આન્તર બાહ્ય નિર્બળતાઓ અને વિરોધો સામે લડી લડીને, ધીમે ધીમે અમારે આગળ વધવાનું હોય છે ને અન્તે માનવ આત્માના ઊંડામાં ઊંડા તલમાં સ્થિર થવાનું હોય છે.

પં. ૨૦ નીર (૧) જળ (૨) ઊર્મિ ; લાગણીઓ.

પં. ૨૧ નીર પોતે કોમળ; પણ એની કઠોરતા અકોમળ. લાગણીઓ જાતે સુકુમાર; પણ એનાં બન્ધનો છોડયાં નછૂટે એવાં.

સંઘટ્ટના — સંઘર્ષણ

પં. ૨૩ જલનો પ્રવાહ સદા વહ્યે જતો હોય; છતાં એની તાણ કાયમ અનુભવાતી જ હોય.

પં. ૨૫ સુપંક — (૧) પુષ્કળ કાદવ (૨) લાલચો અને પ્રલોભનો.

પં. ૩૨ અમારે હંમેશાં ભીમસેનના અડગ પગ જેવા બની જવું રહ્યું.

પં. ૩૫ થી ૪૧ — અને આ બધું પણ અમારે કરવાનું હોય છે જગતમાં રહેતાં ને તેની બધી જ જવાબદારીઓનો બોજો ઉઠાવતાં ઉઠાવતાં.

પં. ૩૬ અવિયોજ્ય — જેને છૂટાં ન પાડી શકાય તેવાં.

પં. ૪૦ શેષ — શેષનાગ. શેષનાગ જેમ ધરતીનો ભાર ધારણ કરી રહ્યો છે તેમ પુત્ર પણ એ ભાર ધારણ કરી રહ્યો છે.

પં. ૪૧ બૃહદ્ — મોટો; લાંબો. દુર્ભાર — અત્યંત મોટા ભારવાળો.

પં. ૪૨ પરાર્ધ — એકડા પર સત્તર મીંડા વાળો આકડો અહીં અસંખ્યના અર્થમાં.

પં. ૪૨ થી ૪૬ માથાપર કરોડો ટનનો બોજો; ને પગમા કરોડો ઘોડાઓના વેગવાળા જલપ્રવાહની ચૂડ. એ બન્ને વચ્ચે અમારે અમારી સ્થિરતાને સાચવી રાખવી રહી. ને આખા જગતની અખંડ ગતિની માત્ર એક જ નહિ પણ અનેક ગગાઓને અમારે પણ અનેક શકર બનીને અમારી જટામા ઝીલવી રહી.

પં. ૪૫ 'ગતિઓની કૈં ગગને' વાચવું.

પં. ૪૬ જનપદો — મનુષ્યોના પગ ચર્યા — વ્યવહાર.

પં. ૫૫ થી ૫૭ અમને ચૂમીઓ મળે છે મગરની દાઢની ને જળચરોની જીભની. અમને મર્દન થાય છે તૂટી પડેલા કિનારાઓની માટીનું અને અમને અર્ચના — પૂજા — મળે છે તણાઈને આવતાં વૃક્ષોના કાટાઓની.

પં. ૫૮ વંતરી — ભૂતડીઓ.

પં. ૬૦ ભયાનક ભૂતાવળોની વચ્ચે ઊભા રહેલા શિવના ગણો ન હોઈએ જાણે તેવી રીતે —

પં. ૬૨ જગદ્‌ભર — જગતનો ભાર

પં. ૬૩ પરમ તોષ — અત્યંત સતોષ

પં. ૬૬ અનસ્ત — જે કદિ આથમતો જ નથી. અટકતો જ નથી એવા.

પં. ૬૮ થી ૭૧ અમે અત્યત દઢતાવાળા છીએ જગતની બધી તોતિંગતાને અમે અમારામા ઉતારી લીધી છે અને આ વિશ્વના અત્યત ચચલ પ્રવાહના ઊંડામા ઊંડા તળમા અમારા નખ ભરાવીને અમે બાઝી રહ્યા છીએ આ બધા ચચળતા વચ્ચે નિશ્ચલ રહેવાનો અમારો પુરુષાર્થ અમે સાધી રહ્યા છીએ. જાણે પુરુષાર્થી ઇન્દ્રના અતુલ વજ્રનાં અમે આગળા ન હોઈ એ!

પૃ. ૫૭ વિરાટની પગલી — વિરાટ પરમાત્મા આ જીવનની તેમ જ જગતની સૌમ્ય અને લલિત ઘટનાઓમાં જ નહિ પણ રુદ્ર અને ભીષણ ઘટનાઓમાં પણ વિલસી રહ્યો છે. એનું સ્વરૂપ અણોરણીયાન્ અને મહતો મહીયાન્ છે. એને પામી શકાય છે માત્ર એનાં દર્શન કરવાની ઉત્સુકતાથી, નમ્રતાથી અને તેને સર્વસ્વ સમર્પણ કરી દેવાની તત્પરતાથી.

પં. ૯ અંબર — વસ્ત્ર.

પં. ૨૧ છળ્યું — છળી ગયેલું; ચમકીને બ્હી ગયેલું.

પૃ. ૬૦

પં. ૫ ગ્રન્થિબંધ — ગાંઠોનું બંધન.

પં. ૬ જગતનાં કર્તવ્યોની જંજાળમાથી છૂટવા હું જેમ જેમ વધારે ને વધારે મથતો જઉં છું તેમ તેમ એ જંજાળો મને વધારે ને વધારે વળગતી જાય છે.

પં. ૯ તત્ત્વનું ટૂંપણું — જ્ઞાનની ઝીણી ને ચીકણી, છતાં અર્થહીન વાતો.

પં. ૧૧ ફાલ્ગુની ચેતના — વસંતનું ચૈતન્ય.

પં. ૨૮ પૂર્ણનો અબ્ધિ — પરિપૂર્ણતાનો સમુદ્ર. જીવન આખું પરિપૂર્ણ થઈ જાય છે.

પં. ૩૦ નિર્વાણ — મોક્ષ.

પૃ. ૬૨ ગિરનાર—સનાતન સ્થિતપ્રજ્ઞતાનું પ્રતીક

પં. ૩ ધારામ્બુદે — વરસાદનાં વાદળાંઓમાં.

પં. ૫ ઉત્તુંગતા — ઊંચાઈ નગરાજ — ગિરિરાજ હિમાલય

પં. ૭ માનદંડ — માપવા માટેનો દંડ

પં. ૧૫ કન્દરામાં — ગુફાઓમાં

પં. ૧૮ આખી પૃથ્વી એ વખતે પુરુષાર્થ કરવા માટેનું ક્ષેત્ર લાગતી હ

પં. ૨૬ વિપર્યય — ફેરફાર.

પં. ૪૨ બિભીષણ — ભય ઉપજાવે તેવી.

૫૬ શરણ્ય — શરણે જવા યોગ્ય.

૬૩ પ્રલયનાહક — પ્રલય કરવા વાળા.

પં. ૭૦ યાદવી — યાદવાસ્થળી.

પં. ૭૩ **પરમાત્મપ્રપત્તિ** — પરમાત્માને સર્વસ્વ સમર્પીને એને શરણે જવાની વૃત્તિ.

પં. ૭૪ **અમારિ** — અહિંસા

પં. ૭૭ **સતીનાં** — રાણકદેવીના

પં. ૮૦ **ભોગાવહે** — ભોગાવો નદીને તીરે.

પં. ૯૧ **જીવનોત્ક્રમ** — જીવનની ઉત્ક્રાન્તિ.

પં. ૯૨ જગતની વૃદ્ધિ અને ક્ષય પ્રકૃતિના જે અટળ નિયમ પ્રમાણે થઈ રહી છે તેને તું જોઈ રહ્યો છે.

પં. ૯૫ **ભૈરવશૃંગ** — ભૈરવજપનું શિખર.

પં. ૯૭, ૯૮ રાણક રાખેંગારની પ્રીતિ એ દામ્પત્યનું અમૃત અને ભર્તૃહરિ પિંગલા વિશેની લોકકથા એ દામ્પત્યનું ઝેર.

પં. ૧૦૪ **ભવજલાર્ણવ** — ભવસાગર

પં. ૧૦૫ **શીર્ણ વિશીર્ણ** — ચીરેચીરા થઈ ગયેલા.

પૃ. ૬૮ **આજે આખો દિવસ** —

પં. ૭ એના આવિર્ભાવો જડ હશે કે રસભર્યા, તેની મને ખબર નથી.

પં. ૧૨ **હેજ** — હેત.

પં. ૧૫ **નિર્યતક્રમ** — વિશ્વ રચનાનો અટળ ક્રમ.

પૃ. ૬૧ **તાદાત્મ્ય**

પં. ૧૨ નગરની અગ્નિ જેવી બધી ઉપાધિઓ, જંજાળ શાન્ત થઈ જાય છે.

પં. ૧૩ **તાદાત્મ્ય** — એકતા, પ્રકૃતિની સાથે.

પં. ૧૫ **નિલયસ્થાન** — રહેઠાણ.

પૃ. ૭૨ **અતૃપ્ત તૃષા** — મારી ઇચ્છા તો મારા જીવનકાળ દરમ્યાન જ મારી પ્રભુમની અભિલાષાને તૃપ્ત કરવાની છે. એ અન્તરની તૃષા છીપે નહિ અને મરણ પછી મારું બહુમાન થાય તેમાં શું વળે ?

પ ૯ વૈશ્રવણ — કુબેર
પ ૧૦ દ્યુપતિ — ઇન્દ્ર
પ ૧૧ બ્રહ્મતનયા — સરસ્વતી
પૃ ૭૩ પિરામિડ — આ પિરામિડ કોઇનુ યશોગાન નથી, કોઈ મહાન રાજવીનુ સ્મારક નથી મનુષ્યની સૂક્ષ્મ બુદ્ધિનુ સત્તાનુ કે સામર્થ્યનું સભાણુ પણ નથી એ તો છે મનુષ્યની બુદ્ધિએ રચેલી મત્રજેતા મહાકાનની સ્તુતિ ને પ્રાર્થના કે 'મને બે પગ જીવી જવા દે ' પિરામિડની નિશ્ચળ કે સ્તૂપ સાથે સરખામણી બહુ સુન્દર નથી
પ ૬ પિરામિડો બાંધવા માટે ગુલામોનો ઉપયોગ કરવામા આવ્યો હતો
પૃ-૭૪ લજ્જાની આવી લેરખી જી ! — ખુમારી ચડે તો લજ્જા દૂર થાય ને ત્યારે જ એકતાની સાચી ધન્યતા અનુભવાય આ ભાવને સન્ધ્યા સમયના ચન્દ્રોદયના વર્ણનદ્વારા આલેખવામા આવ્યો છે કાવ્યની કેટલીક પંક્તિઓ દુર્બોધ છે
પૃ ૭૫ સ્મૃતિવેલાને —
પ ૫૮ શમી ગયેલા પ્રીતિના તત્ત્વો ફરીથી પાછા બને કદિ વ્યક્ત ન થાય
પૃ ૭૬ ક્ષીરનીર — ક્ષીર શુદ્ધ સાત્વિક અશરીર પ્રેમઅને નીર સ્થૂલ દેહવાસના
પ. ૯ રૂપભેદ — જુદા જુદા રૂપોનો ભેદભાવ
પ ૧૦ અકામ — કોઈ પણ જાતની કામના વિનાનો
પ ૯ થી ૧૨ અર્થ બરાબર સ્પષ્ટ થતો નથી
પ ૧૪ અરવા — રવ અવાજ વિનાની સમાધિમા બધા શાન્ત થઈ ગયા છે
પૃ ૭૮ મેહુલા — મેહનો એટલે હૃદયને તૃપ્ત કરે એવી આદર્શ સમાજ રચનાનુ પ્રતીક
પ ૫ ચેહ — ચિતા
પ ૬ ખડા — વાદળની ઘગ

પૃ. ૭૯ આજીવન ગાયકો —

પં. ૯ **ભેરી બિભાસી** — બિભાસ રાગની ભેરી. બિભાસ પ્રાતઃકાળે ગવાય છે.

પં. ૧૮ એમ કરતાં કરતાં ભલે જીવન આખું ખર્ચાઈ જાય ને ઘડપણ આવે.

પૃ. ૮૧ **હેમંતની મધરાત** —

પં. ૧ **શરાબતર** — શરાબના ઘેનથી ચકચૂર બનેલા.

પં. ૩ **શ્વાસહીન યંત્રાલયો** — નિષ્પ્રાણ કારખાનાંઓ.

પં. ૧૩ **સોવર** — સરોવર

પં. ૧૮ **ઉડુ** — તારા

પૃ. ૮૩ **ભતવારીનું ગીત** —

પં. ૧ **ગોધણધણી** — ગોવાળ.

પં. ૬ **મતવારી** — મતવાલી; મદીલી.

પૃ. ૮૪ **ઝંખના** — પરમાત્માનું સ્વરૂપ વિરાટ છે ને મનુષ્યની આંખ નાનકડી છે. તેમ છતાં એ સ્વરૂપનું દર્શન કરવા માટે એ આંખ આકુળ વ્યાકુળ થઈ ગઈ છે. ને સચરાચર વિશ્વના બીજા બધા પદાર્થોની માફક મનુષ્યનો આણુગર્વ પણ એ દર્શનને માટે ઝૂરી રહ્યો છે.

પૃ. ૮૫ સદ્‌ગત મોટાભાઈને —

પં. ૧૪ **ગિરા** — વાણી

પૃ. ૮૬. પં. ૮ **પદ્મજા** — લક્ષ્મી.

પં. ૯ **નિરર્ગળ** — પુષ્કળ

પં. ૧૩-૧૪ જગતને શોભાવનારા પદાર્થોમાં મારા પદાર્થની – મોટાભાઈની ગણતરી ભલે ન થતી હોય.

પં. ૧૫. ૧૬ પણ મારું તો એ અવર્ણનીય દ્રવ્ય હતા, મારા જગતની અકલ્પ્ય શોભા હતા. મને અધન્યને એ અલભ્ય દ્રવ્ય હવે ક્યાં મળવાનું ?

પ. ૧૮ સ્મૃતિવિદ્યુત — વીજળીના સળાકાની માફક એકાએક ને અણધારી ઝબકી જતી સ્મરણોની પરંપરા.

પૃ ૮૭. પં ૨ પ્રવાહધર્મે — પ્રાપ્તપ્રાપ્ત કર્તવ્યમાં; મનુષ્ય તરીકે જે જે કર્તવ્યો પ્રાપ્ત થાય તે તે કરવામાં.

પં. ૭ અપકાર્ય — ખરાબ કામ.

પં ૯ પડી કાંધ — કાંધ પર પડી હતી તે.

પં ૧૨ કટુ — કડવો; કારણ કે ભલભલાના જીવનરસને સૂકવી નાખે તેવો.

પં. ૧૬ તમે — અમે પાંચ ભાઈઓમાં ધર્મની — કર્તવ્યપરાયણતાની મૂર્તિ જેવા તમે.

પં ૧૭ પ્રકૃતિ — કુદરતી સ્થિતિ; કારણ કે પૃથ્વી, અપ્, તેજ, વાયુ અને આકાશ, એ પાંચે મહાભૂતો એકબીજાથી જુદાં જુદાં રહેતાં હોય છે જીવતા મનુષ્યના શરીરમાં એ પાંચે મહાભૂતો એક બીજા સાથે બંધાયેલાં હોય છે માટે એ વિકૃતિ; મૃત્યુ પછી એ મહાભૂતો છૂટાં પડીને પોતપોતાના મહાભૂતોની સાથે મળી જાય છે માટે એ કુદરતી સ્થિતિ.

પં. ૨૦ ઋત — સનાતન અને ત્રિકાલાબાધિત સૃષ્ટિક્રમ

પૃ. ૮૯ બે પૂર્ણિમાઓ — શરત્ પૂર્ણિમાને દિવસે જીવનને પહેલી વાર કવિતાના યોગ થયો, વૈશાખી રાત્રિએ પ્રિયતમાની મુખપૂર્ણિમાનું દર્શન થયું. આ બન્ને પૂર્ણિમાઓ જીવનમાં અવિસ્મરણીય રીતે ગૂંથાઈ ગઈ છે

પં. ૯ કૌમુદીના ઘન રસમાંથી ઘડયો હોય તેવો

પં. ૧૧ ગોરજસમેની — ગોરજ સમયે હસ્તમેળાપ થયો તે વખતે

પૃ. ૯૦ અમરવેલ જેમ પોતે તાજી રહે તે માટે તરુ પર પરોપજીવી બનીને તેનું જીવનસત્ત્વ ચૂસી લે છે તેમ તું ન કરતી પણ ભલે અરધી ઘડીને માટે પણ મારા દિલમાં તું તાઝગી ભરજે.

૯૧ રાત થઈ પૂરી —

૪ જામ — પ્યાલો

પં. ૫ મહેતાબ — ચન્દ્ર
પં. ૧૨ બેહિસ્ત — સ્વર્ગ
પં. ૧૩ પૈરની હિના — પગની મેંદી
પં. ૧૭ આફતાબ — સૂર્ય
પૃ. ૯૨. પં. ૩ મિસ્કીન — મુફલીસ
પૃ. ૯૪. કાંકરિયાની શરત્પૂર્ણિમા —
પં. ૩ કૌમુદીની — ચન્દ્રિકાની.
પં. ૧૩ અભય કરની— અભયદાન આપતા હાથની.
પૃ. ૯૫.પં. ૧ મદનવેગે — કામદેવના આવેગથી.
પં. ૨ ખંડિતા — પોતાનો પ્રિયતમ પોતાની શોકને ત્યાં રહી આવ્યો હોય તે જોઈને મનમાં બળી જતી નાયિકા.
પં. ૧૯ અયુત — આ શબ્દ અહી અસંખ્ય, અગણિત એવા અર્થમાં વપરાયો છે.
પૃ. ૯૬ યામિનીને કિનાર — રાત્રિના કિનારા પર, સંધ્યા સમયે.
પં. ૬ છાયાચિત્રો, કારણ કે રૂપરંગ સ્પષ્ટ નથી થતાં હોતાં, માત્ર ઓછાયા જ દેખાતા હોય છે.
પં. ૧૧ નિર્ઝરી — ઝરણી.
પં. ૧૨ મર્મરે — મર્મર કરી રહે છે.
પૃ. ૯૮ અમે કવિ — પં. ૨ તગર પુષ્પ — એક જાતનાં સફેદ ફૂલ.
પં. ૩ ચન્દ્ર ભલે એક પછી એક રાશિમાં ફર્યા કરે.
પં. ૧૦ થી ૧૪ જે ચિરપ્રવાહ અનન્ત ભુવનોમા યુગોયુગથી ક્વન કરી રહ્યો છે તેના અમે તો અમથા એવા તરંગમાત્ર જ છીએ. સાચા કવિમાં બે વસ્તુઓ જોઇએ: સાતત્ય અને વૈવિધ્ય. એ બે પેલા ચિરપ્રવાહમાં છે, અમારામાં નથી. માટે સાચો કવિ એ ચિરપ્રવાહ, અમે નહિ.

પૃ. ૧૦૨ કાવડિયો — કાવડ ઉપાડીને ચાલનારો.
પં. ૫ માવડિયા — માનું કહ્યું કહ્યું કરનારો.
પં. ૨૦ ટગડાળે — ઊંચામાં ઊંચી ડાળે.
પૃ. ૧૦૪ સ્ટીમર પર — પૃથ્વી એ સ્ટીમર.
પં. ૯ કપ્તાન — આ પૃથ્વીનો સુકાની, પરમાત્મા.
પૃ. ૧૦૫ પં. ૪ શુક્રે ખુદા-ખુદાનો આભાર
પૃ. ૧૦૬ ગ્રીષ્મ મધ્યાહ્નમાં —
પં. ૨ ભાસ્વતી — તેજવાળી
પં. ૫ અંબરતલે — આકાશમાં
પં. ૧૨ ક્લાંતિ — થાક
પં. ૧૫ નિઃશ્વાસતી — નિસાસા નાખતી
પં. ૧૬ મૂર્છનાગ્રસ્ત — મૂર્છામાં પડેલી 'મૂર્છા' માટે મૂર્છના શબ્દ બરાબર નથી.
પૃ. ૧૧૦ પં. ૨ સિક્ત — સિંચાયેલી; ભીની.
પૃ. ૧૧૧ પં. ૭ મુખર — વાચાળ; બોલતું.
પૃ. ૧૧૨ ગુરુ ને ગોરખ —
ગુરુ તે પરમાત્મા; ગોરખ તે જીવાત્મા, મનુષ્ય.
પં. ૭ વનરાવન — અહીં વને વનના અર્થમાં આ શબ્દ વપરાયો છે
પં. ૧૭ ખગોળવેદ-ખગોળવિદ્યા.
પૃ. ૧૧૩ પં. ૫ પ્રાત — પ્રાતઃકાળ, સવારનો સમય.
પં. ૬ ગમે ત્યારે સૂર્ય જેવું અજવાળું ફેલાવી શકે એવી વીજળી તેના હાથમાં જ છે
પૃ. ૧૧૪ માઘફેરી સવારે —
પં. ૩ હેરી હેરી — લલકારી લલકારીને
પં. ૮ નવઅનુભવ્યો — પહેલી જ વાર અનુભવાતો.